સ્વર્ગસ્થ પૂજ્યપાદ શ્રીકર્મસિંહજી સ્વામી સ્મારકમાળા મણકો ૭મો.

## [illegible]-તપસ્વી



# શ્રી તલકસિંહજી સ્વામી

## જીવન-પ્રભા

પ્રયોજક :—મુનિશ્રી તિલોકચંદ્રજી.

જેમ પક્ષી પોતાના શરીર ઉપર લાગેલી ધૂળને પાંખ કંપાવવા વડે દૂર કરે છે, તેમજ મુક્તિગમન યોગ્ય મુનીઓ તપસ્યા વડે પૂર્વ જન્મમાં બાંધેલા કર્મનો ક્ષય કરે છે. ૧ સુયગડાંગ.

પ્રકાશક,

શેઠ ગોપાલજી હીરાચંદ ગામશ્રી ડોણુવાળા.

કિંમત, વાંચન, મનન અને પરિશીલન.

સંવત ૧૯૭૮. વીર ૨૪૪૮.

પ્રથમાવૃત્તી પ્રત ૫૦૦.

# અર્પણ પત્રિકા.

જેમણે બાલ્યકાલથીજ પવિત્ર આચાર, પવિત્ર વિચાર, પવિત્ર ઉચ્ચારાદિ સેવ્યા હતાં; જેનાં વાક્ કાય અને મને પુણ્ય પુણ્ય અને પુણ્ય જ વેર્યું હતું; જીવનપર્યંત બ્રહ્મચર્ય, તપ અને ધર્મક્રિયાઓનું સેવન કર્યું હતું. આત્મભોગ કદરદાની અને સેવા ધર્મનાં આદર્શ રૂપ સ્વર્ગસ્થ પૂજ્યપાદ શ્રી કર્મસિંહજી સ્વામીને આ પુસ્તક ભક્તિપૂર્વક અર્પણ હો!

મુંબઈ,
જ્ઞાનપંચમી.
શુક્રવાર.

કૃપાકાંક્ષી,
**ગોપાળજી હીરાચંદ.**



Lives of great men all remind us,
We can make our lives sublime,
And departing leave behind us,
Footprints on the sands of time.

' મહાપુરૂષોનાં જીવનચરિત્ર આપણા જીવનને ઉત્કૃષ્ટ બનાવવાનું—સંભારી આપે છે કે જેથી આપણી પછવાડે પણ સમયના મેદાનમાં આપણાં પગલાંની નિશાનીઓ હોય.

# ઉદ્દેશ.

પુસ્તક પ્રસિદ્ધ કર્તા કચ્છ ડોણ નિવાસી શેઠ ગોપાલજી હીરાચંદના સ્વર્ગવાસી માતુશ્રી બાઈ અજબાઈ જેઓ સ્વભાવે શાંત, પ્રેમાળ અને વિવેકસંપન્ન હતા. સદાચાર, સદ્વર્તન અને સદ્જ્ઞાન જેના જીવનમાં ઝળકતું હતું. ધર્મના ઉચ્ચ સંસ્કારો જેમનાં હૃદયમાં ભરેલ હતાં, દેવગુરૂ ધર્મ ઉપર જેમને પૂર્ણ પ્રીતિ હતી. આવા અનેક ગુણો જેમનામાં જન્મ પામેલા હતાં. તેમનાં સ્મરણ અર્થે આ પુસ્તક પ્રગટ કરવામાં આવેલ છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**વિજ્ઞાન ભિક્ષુ મંડળ.**

# ઉપોદ્‌ઘાત.

આ ન્હાનાં પુસ્તકને ઉપોદ્‌ઘાતની જરૂર શી? જે મહાત્માનાં જીવનની સ્મૃતિ અહિં આપવામાં આવી છે તે મહાત્માને નજરે જોઈ તેમની હકીકત ઢાલરૂપે 'યતિશ્રી રૂપચંદજીએ, આપેલી છે. આ ઢાલો જ આ લેખનારૂપમાં વિવૃત કરેલી છે. એના લેખક યતિશ્રીની ટૂંક ઓળખાણ આ પ્રમાણે છેઃ— તેઓ 'અચલગચ્છાધિપતિના આદેશને અનુસરનાર હતા, તપસ્વીજીએ જે ચાતુર્માસમાં સંથારો આદર્યો તે ચાતુર્માસ તેઓ વાગડનાં મુખ્ય શહેર' રાપરમાં, આજ્ઞાપટો મળવાથી ચોમાસું હતા. તેમને કાને 'તપસ્વીજીનાં, ઉગ્રતપ અને સંથારાની વાત આવી ત્યારે તેઓને એમ જ લાગ્યું કે આ કાળમાં આવી તપશ્ચર્યા બની જ ન શકે. તેમને શંકા અને અવિશ્વાસ થયાં. કેટલાક ભાવિક ભક્તોનાં આમંત્રણથી એ તલકસી સ્વામીને નજરે જોવા અને બધી બાબત તપાસી ખાત્રી કરવા માટે તેઓ ચોમાસામાં જ ચાલીને 'માંડવી, આવ્યા.' તપસ્વીજીનાં દર્શન કરી રાત્રિદીવસ તેમની પરીક્ષા માટે અખંડ સેવામાં લાગુ રહ્યા. શાસ્ત્રોક્ત તપોબળ અને લક્ષણોને શુદ્ધરૂપે જોવામાં આવતાં તેમનો પ્રથમનો નાસ્તિકભાવ દૂર થયો. શંકા ટળી અને વિશ્વાસ બેઠો. 'તપસ્વીજીનાં સ્વર્ગારોહણ બાદ તેમણે 'તપસ્વીજીનાં જીવનની હકીકત મળી તેટલી મેળવીને તેમના ગુણોનું ગાન છઢાલિયાનાં રૂપમાં 'માંડવી' સંઘ સમક્ષ ગાઈ બતાવ્યું. ઉપસંહારમાં તેઓ તપસ્વીજી માટે લખે છે કે,

"તપસી વંદી હુઓ આણંદી, સુણ્યા નિરખ્યા તેહવાં,
"જીનવરે ભાખ્યાં લિખ્યા શાસ્ત્રે, એ તપસ્વી મુનિ એહવા.

ખરેખર, શાસ્ત્રોક્ત ગુણસંપન્ન મહાત્મા વિરલ જ હોય છે. આ જીવન-સ્મૃતિ આપવાનું પ્રયોજન પણ એટલું કે એવા વિરલ મહાત્માનાં જીવનના પ્રસંગમાં આવી ધર્મભાવના જાગ્રત થાય અને આપણું જીવન પણ ઉચ્ચ બની કૃતાર્થ થાય.

આ લેખને આવે રૂપે બહાર પ્રગટ કરવાની જે ભાઈએ તસ્દી લીધી છે તેને ધન્યવાદ ઘટે છે.

सुदामापुरी आषाढ वद ५ सोमवार. } विज्ञान भिक्षु—मु. नि.

ૐ वीर

# વિદેહી-તલકસિંહ સ્વામીની જીવનસ્મૃતિ.

**અ**નેક યોગનિષ્ઠ, તપોનિષ્ઠ અને જ્ઞાનનિષ્ઠ મહાનુભાવ સત્પુરૂષો પરમ વૈરાગ્ય ભાવને પામી વિવેકપુરઃસર ઇન્દ્રિયદમન, પ્રાણસંયમ અને મનોજય સાધે છે, તથા વાસનાને ક્ષીણ કરતા રહી અકથ્ય શાન્તિસુખ અર્પનાર પદમાં જ રમણ કરવાનું સ્વીકારે છે; તપ ઉદ્યાનમાં આત્મિકસ્વરૂપ-જ્ઞાનની ઠંડી સુમધુર અનુકૂળ પવનની લહેરીનો લાભ લે છે. આવા ધન્યભાગ્ય વિરલ મહાત્માઓ નિષ્કામ નિસ્પૃહી ઉદાસી એકાન્ત જીવન સ્વીકારે છે. મોહ, મમતા, અહંકાર આદિ દોષોથી રહીત જીવન ગાળે છે. અજ્ઞાનથી જે દૃષ્ટિ આવરેલી છે તેને એ જીવન અન્ધકારમય, નિષ્ફળ અને હેતુશૂન્ય જણાય છે. ઘુવડને પરમપ્રકાશમય દિવસ અન્ધકારમય અને નિષ્ફળ જણાય છે તેમ; પરંતુ જેમની જ્ઞાનદૃષ્ટિ ખુલ્લી છે, જે પરમાર્થ જ્ઞાનમાં જાગતા છે, તેમને એ જીવનનું તેજોમય, સફળ અને હેતુપૂર્ણ સ્વરૂપ સ્પષ્ટ દર્શને પડે છે. તેમની દૃષ્ટિએ પ્રાકૃત લોકોનું જીવન અન્ધકારમય ભાસે છે. અર્થાત્ અજ્ઞાની પ્રાકૃત વિષયી અને પામર પુરૂષોની દૃષ્ટિ એ જીવનનો પ્રકાશ ખમી શકતી નથી તેમને મન એ રાત્રિરૂપ છે, અને શાન્ત ભાવમાં-અખંડ શુદ્ધ-બુદ્ધ અવસ્થામાં રમનાર પુરૂષોને તેમનો પ્રાકૃત વ્યવહાર રાત્રિરૂપ છે. અજ્ઞાની જેમાં જાગે છે તેમાં જ્ઞાની નિદ્રા લે છે અને જ્ઞાની જેમાં જાગે છે તેમાં અજ્ઞાનીઓ ઉંઘે છે. એવાં જ્ઞાનમય ઉત્કૃષ્ટ યોગીજીવનનાં દૃષ્ટાન્ત રાષ્ટ્ર ધર્મના ત્યાગીઓને ઇતિહાસમાંથી મળી રહે છે; આ દૃષ્ટાન્તો નિરંતર મુખ આગળ રાખી વર્તવામાં આવે, કેવળ તેનું અનુસમરણ ચિંતન રટણ-

કરવામાં આવે તોપણ અનન્ત લાભ થવાના સંભવ પ્રત્યક્ષ છે. આવાં દૃષ્ટાન્તો માંનું એક સ્વામીશ્રી તલકસિંહનું દૃષ્ટાન્ત આલેખવા ત્રિકરણની ત્રિપુટી ઉત્સાહી થઈ છે. સંત પુરૂષોની પરિચર્યા કોને ફલપ્રદ થતી નથી? મહાત્માશ્રી ભર્તૃહરિ યોગ્ય જ કહે છે:—

**" परिचारितव्याः सन्तो यद्यपि कथयन्ति नो सदुपदेशम् ।**
**या स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥**

ભાવાર્થ:—સંત પુરૂષો યદ્યપિ સદુપદેશનું કથન કરતા ન હોય તો પણ સેવવા યોગ્ય છે, તેમની સામાન્ય કથાઓ પણ શાસ્ત્રરૂપ થઈ પડે છે.

આવા મહાત્માની કથારૂપ અમૃતનાં દિવ્ય પાનથી અમર ભાવ તરફ-વળવા-વાળવાની-વૃત્તિઓના વેગને ન રોકતાં અહિં યથાશક્તિ સંતસેવા કરવાનો પ્રયાસ લેવાય છે.

કચ્છ પ્રાન્તના કાંઠી નામના પ્રદેશમાં મધ્યભાગે 'દેશલપુર' નામે એક ગામ છે. ગામની વસ્તીનો મુખ્ય ભાગ ઓશવાળ જ્ઞાતિનો બનેલો છે. આ લોક પ્રથમ ઓશિસા નગરમાં વસતા હતા, પાછળથી કેટલાક સંયોગોને લીધે ત્યાંથી નીકળી સિન્ધ ફરી કચ્છમાં જુદે જુદે સ્થળે આવીને વસ્યા છે. વ્યાપાર અને ખેતી એ તેમના મુખ્ય ધંધા છે. આજથી કેટલાંક વર્ષો પૂર્વે દેશલપુરમાં, ઉગમશાહ, નામે એક વણિક ગૃહસ્થ રહેતા હતા. તે સાદા સરળ એકમાર્ગી—કૃષિકાર હતા. જેવા તે સુપાત્ર હતા તેવી જ સુપાત્ર તેમની સ્ત્રી હતી. સ્ત્રીનું નામ રાજબાઈ હતું. આ દંપતિને ચેર પૂર્વકર્મના સંબંધથી 'તલકશી*' સંજ્ઞાધારી આત્માનો પુત્રરૂપે યોગ થયો. યોગી—તપસ્વી—ધર્મનિષ્ઠ તેમજ કુળને-અને શાસનને ઉજાળનારા—આ સમર્થ આત્માનાં વાસ્તવ સ્વરૂપ લક્ષણ આદિને સ્હમજીને નહિ પણ પુત્ર પ્રાપ્તિની ઉત્કંઠા તૃપ્ત થતાં સામાન્ય લોકોને થાય છે તેવો આનન્દ આ અજ્ઞાન દંપતિને થયો. સ્વપ્ન અને વિજળીની ગતિની પેઠે ત્વરાથી વહી જતાં વર્ષો નીકળી ગયાં. અને આપણા ચરિત્ર નાયક બાળચેષ્ટા અને કામકાજથી માબાપને આનન્દ આરામ

* એમને તાલોશાહ પણ કહેતા.

અને મદદ આપતા ઉમરે વધ્યા. શરીરનાં બળને કસનાર તેમજ કુદરતી દેખાવોનાં દર્શનવડે હૃદય ઉપર સારી છાપો પાડનાર કૃષિકારનો ધંધો, ઓછી ઉપાધિવાળું ગામડાંનું જીવન, ખટપટ–પ્રપંચ–પંચાત–ઠગાઈ–ઇત્યાદિ વાળાં શહેરી વાતાવરણનો–અભાવ, નદી–જંગલ–ખેતર–વાડી પક્ષીઓનો પરિચય અને સત્ત્વબળને વધારનાર ખોરાક એ સર્વની એક સામટી અસર આપણા ચરિત્રનાયકનાં હૃદય ઉપર બહુ ઊંડી થઈ. પોતાનાં કર્તવ્યમાં તે પૂર્ણ ઉત્સાહી રહેતા. તેમનાં શરીરનો બાંધો સુદૃઢ બન્યો, **અધ્યાત્મભાવના તરફ વિચારો વળવા લાગ્યા.** તેઓ પોતાના વડીલ જનોની સેવા બજાવતા અને કૃષિના ધંધામાં તનતોડ મહેનત લેતા. કેળવણીની બાબતમાં મ્હોટું મીંડું જ હતું. તે વખતે ખેડુ વર્ગને ભણવાની બહુ જરૂર મનાતિ નહિ. એકાન્ત વાસ તેમને ગમતો હોવાથી તેમના મિત્રવર્ગમાં કોઈ ન હતું.

યોગ્ય વય થતાં તેમના પિતાએ ‘ પાનબાઈ ’ નામની એક સુપાત્ર કન્યા સાથે તેમનું લગ્ન કર્યું. આ બાઈ સુશીલ–આવડત્રેવડવાળી અને ધર્મિષ્ઠ હતી. પ્રકૃતિ સમાન હોવાથી એ જોડું સુખી નીવડ્યું. ગૃહસ્થ ધર્મ બજાવવામાં, ધર્મ કથાઓ શ્રવણ કરવામાં અને પોતાના નિત્યના ધંધાને લગતાં કામકાજ કરવામાં બંને સાથે ભાગ લેતાં. તેમની વાણી અતિમિષ્ટ નહિ તેમ કઠોર પણ નહિ એવી ઠઠારા વિનાની ચોકખી હતી, હૃદય સરળ અને નિષ્કપટી હતાં. પોશાક સાદો આડંબર વિનાનો રાખતાં. વર્તન પણ નિષ્કલંક હતું. વ્યવહાર ચોકખો હતો. આથી તેમની પ્રતિષ્ઠા ઠીક જામી હતી. દૃઢ નિશ્ચય અને વિચાર એ ચરિત્રનિરૂપ્યનાં ન્હાનામાં ન્હાનાં કામમાં પણ જણાઈ આવતા. ઉદ્યમ ઉપર તેમને પ્રેમ હતો એટલે નિરંતર સખત મહેનત કરવામાં પરોવાયલા રહેતા. તેમને ધર્મ ઉપર શ્રદ્ધા હતી ખરી પણ તે વિચારમૂલક નહિ, છતાં પણ અંધશ્રદ્ધાનાં જે અનિષ્ટ પરિણામો વખતે નીપજે છે તેવાં એમના સંબંધમાં બનવા પામ્યાં ન હતાં. સામાન્ય લોકોનાં ટોળાંમાં બેસવામાં, પારકી પંચાત વ્હોરવામાં, નિષ્ફળ વાતો કરવામાં કે નિષ્ફળ પ્રવૃત્તિ સેવવામાં પોતાનો અવકાશનો સમય તેઓ ગાળતા નહિ. ખેતીવાડીના ધંધાને લીધે તેમના હાથપગ જોકે કઠોર બન્યા હતા પણ હૃદય કોઈ નિગૂઢ સંસ્કારને યોગે તેવું

કર્કશ કે કઠોર બન્યું નહોતું. આથી **શુદ્ધ ભાવ તરફ,** પૂર્વે થઈ ગએલા કોઈ મ્હોટા પુરૂષોનાં ચરિત્ર સાંભળવા તરફ અને સાંભળીને તેમાં વળી તેવી મ્હોટાઈ મેળવવા તરફ તેમની વૃત્તિનો વેગ વળતો હતો એટલે કામથી પરવારી સાધુ પુરૂષો અથવા ધર્મીજનોના સહવાસમાં, ભજન-કીર્તન સાંભળવામાં, ધર્મની આત્રડે તેવી ચર્ચા કરવામાં અવકાશનો વખત ગાળતા હતા. પૂજ્યશ્રી કૃષ્ણજી સ્વામીના ઉપદેશામૃતનું પાન આ અરસામાં તેમણે કર્યું. આથી કોઇ પૂર્વના સંસ્કારો જાગૃત થયા તેમાં સંસારના અનુભવોએ પાડેલા સંસ્કારો મળ્યા અને તે સબળ થયા.

તેમના માતાપિતા પરલોકવાસી થયાં, અને ત્યાર પછી બે પુત્રોને* ન્હાની અવસ્થામાં મૂકી તેમનાં પત્ની ગત થયાં. વિટંબણા વધી પડી. સંસારની પૂર્વ અવસ્થાનો ભાગ આવી રીતે પૂર્ણ થયો. માતાપિતાનું મરણ, સ્ત્રીવિયોગ, ન્હાનાં બાળકોની સંભાળ એ સર્વથી તેમના વિરાગભાવને ઉત્તેજન મળ્યું અને ધાર્મિક ભાવનાના સંસ્કારોને બહુ વેગ મળ્યો. વિજ્ઞાનના ઉપાયરૂપ વૈરાગ્ય બે પ્રકારનો છે, ગૃહ, સુહૃત્ પુત્ર, વિત્ત, સ્ત્રી આદિના દુઃખોનાં અવલોકન અનુભવથી થાય છે તે નિર્વેદ્ય પહેલો પ્રકાર અને **જ્ઞાનોપદેશથી થાય તે જ્ઞાન ગર્ભ વૈરાગ્ય, એ બીજો પ્રકાર.** શ્રીમત્ તલકસી સ્વામીનો એ વખતનો વિરાગ તે દુઃખાનુભવથી જન્મેલો હતો. આવો વિરાગ વખતે ક્ષણિક આવેશરૂપે રહે છે અને વખતે અનુકુળ સંજોગો મળતાં વધી જ્ઞાન ગર્ભિત બની રહે છે. સામાન્ય રીતે કહીએ તો હૃદયને કોઇ પણ પ્રકારને ધકકો લાગ્યા વગર એકદમ વિરાગ જાગતો નથી. પ્રતિકૂલ વેદનીય દુઃખના સંતાપથી તેઓ દીન હીન અને કર્તવ્ય વિમુખ બની રડતા બેસી ન રહ્યા. પૂજ્ય શ્રી કૃષ્ણજી સ્વામીના ઉપદેશની અસર તેમનામાં સારી પેઠે થઈ હતી. એટલે શોક સંતાપના ઉભરાઓને વિવેક વિચારવડે શમાવતે રહી તેમણે તે વખતે આવી પડેલી ફરજો બજાવી. ગતસંબંધીનો કે પાછળ રહેલ બાળકોનો તેમણે બહુ શોક થયો નહિ. એ ક્ષોભ તરત દૂર થયો અને

* લાધો અને કર્મચન્દ: સં. ૧૮૫૫ ના પોષમાં લાધો અને સં. ૧૮૫૮ ના મહામાં કર્મચન્દ જન્મ્યા હતા, માનબાઈ સં. ૧૮૬૩ માં ગત થયા.

તેને સ્થાને સંસાર શું છે, જીવ કોણ છે, સંબંધીઓ કોણ હશે, શા **માટે સંબંધ બંધાતા હશે, ખરૂં આત્મકલ્યાણ શામાં છે?** એ વિચારો હૃદયમાં ઘોળાવા લાગ્યા; પ્રવૃત્તિ અને નિવૃત્તિમાર્ગની તુલના થવા લાગી. સંસારની અસ્થિરતા અસારતા વિચિત્ર ઘટનાઓ અને ત્યાગમાર્ગની વક્તવ્યતા નજર આગળ તરવરવા લાગી. સંસારવાસનાઓ સંસાર તરફ આકર્ષે, સદ્‌વિચાર ત્યાગ ધર્મને ઉપયોગી ગણે. અંતે અનુભવી અવસ્થા અને વિરક્ત મન પાસે વાસના જયવતી થઈ નહિ, વ્યવહારમાં પલોટાયલી પણ સંસ્કારી બુદ્ધિ મોહ માયા કે મિથ્યાવાદમાં ખરડાઈ નહિ, તો પણ તરતને માટે કર્તવ્ય બુદ્ધિ આગળ પડતી થઈ. વર્તમાન સ્થિતિમાં ન્હાનાં બાળકોને નિરાધાર દીન અને અસહાય અવસ્થામાં મૂકી **આત્મસુખ માટે સ્વાર્થ-પરાયણ થવાનું તેમને રૂચ્યું નહિ.** ઘણાં મંથન પછી સાં. ૧૮૬૩ ની સાલમાં રાત્ર વખતે તેમણે મનઃસાક્ષીએ સંકલ્પ કર્યો કે 'ત્યાગધર્મ સ્વીકારવો, પણ તે બાળકોની યોગ્ય વય થાય ત્યાર પછી એટલે આયુષ્યસ્થિતિ મદદે હોય તો આજથી દશ વર્ષની અંદર દીક્ષા લેવી, આઠ વર્ષ પછી એ વાત જાહેરમાં મૂકવી ત્યાં સુધી પ્રારબ્ધે આણેલી વર્તમાન સ્થિતિનો નિર્વાહ કરવો, અંતરાયને લીધે કદાપિ આ ધારણા નિષ્ફળ જાય તો છેવટે આ કાયાએ ત્રણે આહાર ત્યાગવા.

આ પુત્ર વત્સલ પિતા બન્ને બાળકોને બહુ સંભાળથી ઉછેરતા હતા. તેમને સુખ થાય તેવા માર્ગ યોજતા હતા. પિતાની રીતભાત અને આચાર-વિચારનું અનુકરણ આવી સ્થિતિમાં બાળકો કરે એ દેખીતું જ છે. પિતાનો દીક્ષા તરફનો ભાવ, ધાર્મિકવૃત્તિ, ધર્મક્રિયાનું પાલન અને વ્રત ઉપવાસ આદિની છાપ તેમના પર દૃઢ રીતે પડતી ગઈ. દીક્ષાનો સંકલ્પ કીધા પછી શ્રીમાન્ તલકસી સ્વામીનો વ્યવહાર પણ ફરી ગયો હતો. પોતામાં દીક્ષાની યોગ્યતા આવે, દીક્ષિત ધર્મો પાળી શકવા જેટલી શક્તિ આવે તે માટે અભ્યાસ રાખતા, વ્રત વગેરે લેતા અને વિશેષ નિવૃત્તિ ભોગવતા. બહુ શાસ્ત્રીય વિચારો કે બીજા તર્કશીલ વિચારોનો તેમને બહુ સ્પર્શ થયો ન હતો તો પણ અનુભવ ઉપરથી તેમનું મત બંધાયું હતું કે જે ઉગ્રતમ—પરિષહસહન

કરી શકે. પૂર્વભવનાં પુણ્ય હોય, કામજ્વર શાંત પડયો હોય, પક્કો વિરાગ હોય તે જ દીક્ષા લઈ શાસનને દીપાવી શકે. 'જૈન દીક્ષા' એ રમત વાત નથી. અસિધારાવ્રત છે—ખાંડાંની ધારપર ચાલવા જેવું કામ છે. આવા વિચારોને લીધે જ દીક્ષાનો સંકલ્પ કીધા પછી અનેક રીતે પરિષહનું સહન ધર્મધ્યાન, શાસ્ત્રશ્રવણ અને દીક્ષિત વર્ગનો પરિચય વધાર્યાં હતાં. તેમની આ પ્રવૃત્તિ શાસ્ત્ર અને અનુભવથી ઉઘડતી દૃષ્ટિથી નહિ પણ કેવળ સ્વભાવથી જ—સંસ્કારબળથી જ બની રહી હતી. **પ્રથમ યોગ્ય થવું અને પછી કાર્ય આરંભવું એ નિયમનાં ખંડનથી જે પરિણામો વર્તમાનમાં આવ્યાં છે, તે અંધારપીછોડામાં રહી શકે એવો જમાનો હવે નથી. આ વાતપર સાધુવર્ગ તેમ જ શ્રાવકવર્ગ લક્ષ આપે અને દીક્ષા આદિની પ્રવૃત્તિમાં વિવેકપુરઃસર વર્તે તો કેવું સારૂં !** 'તાલાશાહમાં, સૂક્ષ્મ વિચારો કરવાની કે તે પ્રતિપાદન કરવાની શક્તિ એ વખતે નહતી. અવલોકન, તોલન—પૃથક્કરણ શક્તિનો વિકાસ થયો નહતો. તોપણ દીક્ષાની યોગ્યતા સંપાદન કરવા માટે જે કાર્યો જરૂરનાં હોઈ શકે તે તેમનાથી સહજ થતાં હતાં. અજ્ઞાત રીતે પણ તેઓ યોગ્ય માર્ગે ચાલ્યા જતા હતા. આવું ભાગ્ય કોઇ વિરલ પુરૂષનું હોય !

દિવસો જતાં દીક્ષાના મનોરથો વિશેષ અને વિશેષ વહેવા લાગ્યા. મ્હોટા પુત્રનું સગપણ કર્યું હતું; ન્હાના પુત્રને દીક્ષા કુમારી વરાવવાની ઉમેદ હતી. એની ચાલાકી અને બુદ્ધિ તેમને ઠીક જણાઈ એટલે એના માટે એમ ધાર્યું હતું કે પાછળથી યોગ્ય ગુરૂને સોંપી એને શાસ્ત્રજ્ઞાન અપાવવું અને યોગ્ય સાધુ બનાવી શાસનની સેવા અને આત્માનું કલ્યાણ સાધી શકે એમ કરવું. આવી રીતે ન્હાનપણમાં જ દીક્ષા આપવાનો વિચાર અમુક અમુક દૃષ્ટિબિંદુએ અજ્ઞાન અને અવિવેકભર્યો જણાય એ ખરૂં. તથાપિ ધર્મ—શ્રદ્ધા એ એવી વસ્તુ છે કે એને લીધે મનુષ્ય ધર્મને નામે પ્રાણ અર્પણ પણ કરે છે; તો પ્રાણથી પણ અધિક એવા ધર્મને નામે પોતાના પુત્રને આમ ઉગતી વયમાંજ સંસારથી વેગળો કરવામાં આ ધર્મનિષ્ઠ પિતા દોષિત ઠરી શકતો નથી. અલબત્ત દેશકાળ સ્થિતિ સંબંધ પાત્ર ઇત્યાદિનો વિચાર અવશ્ય કરવો

જોઈએ. જ્યાં એ ન હોય અને પ્રવૃત્તિ થાય તો દોષ આવે જ–'તાલાશાહ'માં કંઈ એવી લાંબી વિચારશક્તિ તે વખતે ન હતી. ધર્મ એ જ એમને એક મનગમતી વસ્તુ હતી અને એની બાબતમાં વિચાર કરવા જેવું તેમને કશું જણાતું નહિ. "ગોપીચન્દ" ની સુન્દર કાયાને અમર કરવા માટે "મેનાવતી" એ તેને કુમળી વયમાં જ રાજપાટથી વિદૂર કરી યોગીની જમાતમાં મૂકી દીધો હતો. આ પુત્રવત્સલ માતાનું દૃષ્ટિબિંદુ સામાન્ય માતાઓ કરતાં જૂદું હતું; **ક્ષણિક રાજવૈભવ કરતાં આત્મસુખનું અખંડ સામ્રાજ્ય પદ–અમરભાવ તેને વિશેષ ઉત્તમ જણાતો હતો.** "તાલાશાહ"માં કદાચ આવા દૃષ્ટિબિંદુનો પ્રેરક કોઈ સંસ્કાર હોય તો આશ્ચર્ય થવા જેવું થોડું જ છે.

"પૂજ્યશ્રી દેવજીસ્વામી" સંવત્ ૧૮૬૭ના ચોમાસામાં માંડવી બિરાજતા હતા. ત્યાં આપણા ભાવદીક્ષિત તેમને વાંદવા ગયા ત્યારે પ્રસંગ મળતાં પોતાના અંતરનો સંકલ્પ તેમની પાસે પ્રગટ કર્યો. થોડા પરિચયથી જે તારણ નીકળી શકે તે કાઢી લઈ ગુરૂશ્રીએ તેમને કહ્યું:–'તમારી અવસ્થા વર્તન–પરિસ્થિતિ દીક્ષાને યોગ્ય છે; વૈરાગ્ય પણ ઠીક જણાય છે. પણ દીક્ષા-ધર્મની ધુરાને વહન કરવાનું કામ તમે ધારતા હશો તેવું સ્હેલું નથી. એમાં ઘણાં ભયસ્થાન છે, ઘણા જોખમો છે, ઘણી જવાબદારીઓ છે, ખાઈપીને ટેલટપ્પા મારવા, ધર્મને નામે દાંભિક ક્રિયાઓ કરવી ઇત્યાદિ જે વ્યવહાર સાધુ મંડળમાં કવચિત્ કવચિત્ ક્યાંક જોવામાં આવે છે તે કાંઈ જૈનશાસ્ત્ર સંમત નથી. મ્હારી તો ભલામણ છે કે **પૂરતા વિવેક વિચારથી આ કામ આરંભવું** કે જેથી કર્મ ખપાવવાને બદલે વિશેષ દૃઢ કરવા જેવું ન થાય. વળી ત્હમે પુત્રસહિત દીક્ષાની મંજૂરી માગો છો તો જ્યાં સુધી એ પુત્રનાં ગુણકર્મ, આકૃતિ ઇત્યાદિ મ્હારા જોવામાં ન આવે ત્યાંસુધી હું એ સંબંધમાં ચુપ રહીશ. મ્હારા પરિચયમાં એ આવે તો જે જે પરીક્ષા આવશ્યક છે તે સર્વ યથાશક્તિ કરીને પછી એ સંબંધી મ્હારો અભિપ્રાય આપીશ. આ ઉત્તરથી શાહના મનમાં બહુ પ્રસન્નતા અને સંતોષ થયાં, અને ચાતુર્માસ પૂર્ણ થયે અનુક્રમે વિહાર કરતાં એક વાર 'દેશલપુર' પધારી પોતાને અને

પોતાના પુત્રને તેમની સેવાનો લાભ આપવાની સ્વામીશ્રી પાસે વિનંતિ કરી. યોગ્ય ઉત્તર આપી સ્વામીશ્રીએ તેમને વિદાય કર્યા.

લીંબડી સંઘાડાના, પૂજ્ય સ્વામીશ્રી અજરામરજી સાથે પૂજ્ય કૃષ્ણજી સ્વામીએ જેવી રીતે બંધારણો બાંધ્યાં હતાં તેવી રીતે કચ્છમાં વિચરતા પૂજ્ય શ્રી કૃષ્ણજી સ્વામી અને ગોંડલ તરફ વિચરતા પૂજ્ય શ્રી ડુંગરસી સ્વામી એ સંવત્ ૧૮૪૪ ની સાલે એકતામાં વધારો કરવાને કેટલાંક બંધારણો બાંધ્યાં હતાં, તેમાં એક એવો નિયમ હતો, કે "ઉપયોગી વખતે અરસ્પરસનાં કાર્યમાં સહાયતા આપી મુનિમાર્ગના ઉત્તમ ભાવને બલવત્તર બનાવવો," આ નિયમને લઇને પૂજ્ય શ્રી ડુંગરસી સ્વામીએ શ્રી દેવજી સ્વામીને માંડવીનાં સંઘ મારફત આમંત્રણ મોકલ્યું કે આ તરફ સમુદાયની ખટપટ કોઈ રૂપમાં આવી ગઈ છે માટે તમે પધારી ઉપયોગી સલાહ સૂચના આપો અને ૧૮૪૪ નાં ગુરૂ શ્રી કૃત બંધારણોને ઓપાવો. આ પરથી "માંડવી" સંઘના અગ્રગણ્ય "કુશલચંદ શાહ, મુળજી શાહ, જેવત શાહ" વગેરે એ પોતાન. તરફથી તેમજ ગોંડલ સંઘ તરફથી ગુરૂશ્રીને તે તરફ ચાતુર્માસ રીતે વિહાર કરવાનો આગ્રહ કર્યો. સ્વામીશ્રીએ તે સ્વીકાર્યો. ચાતુર્માસ વીતતાં પરદેશ ગમન માટે વિહાર કરતાં તેઓ દેશલપુર મુકામે પધાર્યા. આ જીવનચરિત્રના નાયકને આ ખબર મળતાં એકદમ તેઓ પુત્રોને લઈ દર્શન માટે દોડતા આવ્યા.

**આકૃતિ વાણી વર્તન ગતિ દૃષ્ટિ વિચાર** તેમજ કેટલાંક લાક્ષણિક ચિહ્નો ઉપરથી છોકરામાં સત્ત્વગુણની છાપ સ્વામીશ્રીને સ્પષ્ટ જણાઈ. તેમને ખાત્રી થઇ કે પિતા તેમજ પુત્રો દીક્ષાને યોગ્ય છે. ખામી માત્ર જ્ઞાન **અભ્યાસ સમાગમની** છે. તેનો સુયોગ થતાં એમનાં અંતર દીપી નીકળશે. તૈયાર રહેલી વિજળીની બત્તીની કલ દબાવતાં તેમાંથી પ્રકાશ પ્રગટી નીકળે છે તેમ અહર્નિશના પુરૂષાર્થમાં તપ વૈરાગ્યજ્ઞાનના પરિચય સાથે સમાગમ રૂપ કલ દબાવતાં એ મુનિમાર્ગના ખરા ઉપાસક બની જશે. અહિં પિતા પુત્રોને સમયોચિત કેટલોક હિતોપદેશ આપી તેમના મનનું તેમણે સમાધાન કર્યું. અહિંથી સ્વામીશ્રી મુંદરે થઈ ધેલડે પધાર્યા ત્યાં પણ એ ત્રણે

જણ જઈ પહોંચ્યા અને ગુરૂસેવામાં તત્પર રહેવા લાગ્યા. એ ગામે મુંદરાના "સૌભાગ્યચંદ શાહ" પોતાની ફઈ, ભાણબાઈ સાથે ગુરૂશ્રી પાસે આવ્યા હતા તેમણે આ પિતા પુત્રોના સેવા પ્રકારને જોઈ સ્હમજી લીધું કે આ માણસો દીક્ષાના ઉમેદવાર છે. પૂછવાથી અનુમાન ખરૂં જણાયું એટલે તેમનો ઉત્સાહ વધ્યો અને દીક્ષા કરાવવાનો લાભ પોતાને મળે એવી માગણી ગુરૂશ્રી પાસે કરી. કેટલીક ચર્ચા થયા પછી વાત મુકરર થઈ અને દીક્ષા મુદ્રામાં લેવાનું ઠર્યું. અહિંથી ગુરૂશ્રી ભૂજ તરફ વિહાર કરી ગયા, ત્યાં પ્હોંચી આવવા માટે 'તાલાશાહે' તેમની આજ્ઞા માગી. તેનો સ્વીકાર થયો.

હવે 'તાલાશાહે' વિચાર કર્યો કે દીક્ષા લેવા માટે જે જોઇએ તે સંજોગો અને અનુકૂળતા છે, ધર્મ અને નીતિને માર્ગે અણધાર્યાં વિઘ્નો અનેક આવી પડે છે, આ વિઘ્નોથી નિરાશ ન થતાં તેને દૂર કરી આગળ વધવાનું કામ મહાત્માઓનું છે. મારે મારાં કાર્યમાં વિલંબ કરવો ઉચિત નથી—"**धर्मस्यत्वरितागतिः**" "ધર્મગતિ ઉતાવળી હોય છે" માટે ધર્મના કામમાં ઢીલ કરવી નહિ. મ્હોટા પુત્રને પરણાવી સંસાર વ્યવહારનાં કાર્ય સોંપી તે પોતાનું જીવન ઉપયોગી અને સાર્થક કરે તેવી શ્રેણિમાં તેને મૂકી જવો. એ ઉત્તમ ગૃહસ્થ નીવડે એવા સંસ્કારો કેટલાંક કાર્ય ઉપરથી તેમાં જોવામાં આવ્યા છે એટલે એ સંબંધી મ્હારે ચિંતા રાખવાનું પ્રયોજન નથી. "ન્હાના પુત્રને મારા સાથે પ્રવ્રજ્યા લેવડાવવી." આ વિચારો પોતે મ્હોટા પુત્રને જણાવ્યા નહતા. ન્હાના પુત્રે કંઇ ભાવ જાણ્યા હતા. મ્હોટા પુત્રનાં લગ્નસંબંધી વાતચિત કરવાને એક વખતે "તાલોશાહ" પોતાના વેવાઇને ત્યાં ગયા હતા. પિતાના જવાનું કારણ મ્હોટાભાઇએ ન્હાનાને પૂછયું એટલે તેણે સરળ હૃદયથી જે વાત હતી તે તેને કહી આપી. આ વખતે બન્ને જણ ખેતરમાં કામ કરતા હતા. પોતાને પરણાવી–ગૃહવાસી બનાવી–બંધનમાં નાખી બન્ને જણા ત્યાગના ઘરમાં રહેશે. સંસારબંધનોથી મુક્ત રહેશે એ વિચારથી મ્હોટાભાઇના મનમાં ભારે વિષાદ થયો. એક તરફ દીક્ષા સાથે લગ્ન–અને બીજી તરફ સ્ત્રી સાથે લગ્ન એ બન્ને પરસ્પરથી વિરૂદ્ધ ગુણ ધરાવનારાં પરિણામો છે, એકને ત્યાગીને–પ્રાપંચિક પ્રવૃત્તિ-

માંથી મુક્ત થવાનું છે અને બીજાને ગૃહસ્થને હું, તું, ત્હારૂં, મ્હારૂં, આ, તે, આમ, તેમ ઇત્યાદિની મનઃસૃષ્ટિમાં જીવન ગાળવાનું છે અને પરિણામે દુઃખ ભોગવવાનું છે. આવા કે તેને લગતા–દીક્ષા અને ગૃહવાસની તુલનારૂપે જે વિચારો તેને થયા હશે તેથી ખેતરની ખુલ્લી હવામાં ખુલ્લા થએલા ભેદે તેનું હૈયું ધબકાવ્યું. "આ બધી વાત મ્હારાથી ગુપ્ત રાખવાનું કારણ શું? મને એકલાને ઘરમાં રાખી પોતે બે જણા દીક્ષા લે એ શા માટે? શા માટે મારે તેનો વિરહ ભોગવવો? આટલાં વર્ષ પાળીપોષી મ્હોટો કર્યા પછી આમ એકલો છોડી જશે? એમ તો નહિ જ બને; જ્યાં એ ત્યાં હું, મ્હારે લગ્ન શા માટે કરવું? નહિ જ કરવું" આમ વિચારનો વેગ વહ્યો જતો હતો તેનાં પરિણામરૂપે છેવટ એક વિચાર બંધાયો–'દીક્ષા લેવી, પરણવું નહિ.' આ વિચાર ન્હાનાભાઇને જણાવ્યો. પિતા ઘેર આવ્યા, સૌ મળ્યા, એ વખતે તો કોઈ કંઈ બોલ્યું નહિ. રાત્રિએ નિવૃત્તિ વખતે મ્હોટા પુત્રે વાત ઉપાડી પ્રશ્ન કર્યો–પરગામ કયા કામ માટે ગયા હતા?

પિતાઃ—ત્હારા લગ્નસંબંધી વાતચિત કરી તે નક્કી કરવા.

પુત્રઃ—લગ્ન કરીને શું કરશો?

પિતાઃ—ઋણમુક્ત થઇશ અને પછી બધો ભાર તારાપર નાખી આ ન્હાના સાથે દીક્ષા લઇશ.

પુત્રઃ—ત્યારે મને ઘરમાં રાખી આપના વિરહનું દુઃખ આપવામાં આપનો શો હેતુ છે?

પિતાઃ—તારૂં સગપણ કર્યું છે, એટલે સંસારદૃષ્ટિએ તું અમ જેટલો સ્વતંત્ર નથી માટે તને ઘરમાં રાખવા ધાર્યું છે.

પુત્રઃ—શું ત્યારે આપણા ધર્મનું એવું બંધારણ છે કે જેનું સગપણ થયું હોય, જે પરણેલો હોય, ગૃહવાસી હોય તે દીક્ષા ન લઇ શકે અને જે કુંવારા, રાંડેલા કે સંસારને નિરૂપયોગી હોય તે દીક્ષા લઇ શકે?

પિતાઃ—ના, ના એમ તો હોય નહિ. કોઈ પણ આશ્રમમાં હોય, બહારની ઉપાધિ ગમે તે હોય પરંતુ જો હૃદયમાં વિરાગ જાગેલો હોય,

ભાવ હોય, શક્તિ હોય, ગુરૂ અને કુટુમ્બની અનુજ્ઞા હોય, દીક્ષાધર્મ પાળી શકે એવા હોય, પરિગ્રહોપસર્ગ સહન કરવા જેનું મનબળ અને તનબળ દઢ હોય તે દીક્ષા માટે યોગ્ય ગણાય છે એમ ગુરૂશ્રીનો બોધ છે.

પુત્રઃ—ત્યારે મ્હારામાં તેવી કાંઈ ખામી કોઈ રીતે છે ?

પિતાઃ—નહિ જ.

પુત્રઃ—તો પછી આ સુઅવસર મળ્યો છે ત્યારે આપ પોતેજ અંતરાયરૂપ થઈ અહિંના પાસમાં કેમ નાંખો છો ?

પિતાઃ—હું કોઇને પાસમાં પડેલો જોવા માગતો નથી. પણ સંસારની વાસનાએ કંઇક જુદા રૂપમાં પણ નબળી જાગેલી હું કોઇક વખતે જોઇ શકયો છું. જેથી ત્હને સંસારમાં રાખવા ઇરાદો છે. આ ન્હાનાને ગુરૂયોગ થતાં સંસ્કારી થવાની અવસ્થા છે, તક છે, એટલે ગુરૂ આદેશથી સાથે લેવા ધાર્યું છે.

પુત્રઃ—પ્રારબ્ધ કઈ દિશાએ ખેંચશે અને શું પરિણામ લાવશે એ કહેવુ મ્હારા હાથમાં નથી તોપણ દીક્ષામાર્ગમાં આપની સહાયતા હશે તો આપની સાથે મ્હારે દીક્ષા લેવીજ છે. જ્યાં તમે ત્યાં હું એ મ્હારો દઢ નિશ્ચય છે.

પિતાઃ—આવો આગ્રહ શા માટે ? હું દીક્ષા લઉં તો ત્હારે પણ લેવી, અને ન લઉં તો ન લેવી એમ શા માટે ?

પુત્રઃ—તમે દીક્ષા ગ્રહણ કરોછો તે આત્મકલ્યાણ માટે; તો હું પણ તેટલાજ માટે લઇશ. સગપણ થયું છે એ કાંઇ પ્રતિબંધક કારણ નથી.

પિતાઃ—એટલે ત્હારે દીક્ષા; લેવી જ ?

પુત્રઃ—આપની આજ્ઞા થાય એટલીજ વાર છે.

પિતાઃ—ત્યારે સગપણનું શું ? * (દઢતા જોવા માટે કસે છે).

---

* દીક્ષાના ઉમેદવારને પરિષહો, વાકયની જાળ, દુનયાની જાળ લાલચ ઇત્યાદિ ભય અને પ્રલોભનો પરીક્ષક દેખાડે અને તેની યથાવત્ પરીક્ષા કરી યોગ્ય જણાયા પછી જ દીક્ષાની મંજુરી આપે તો બહુ સારૂં !

પુત્રઃ—છોડી દેવું.

પિતાઃ—દુનિયા શું કહેશે? ત્હારા સાસરાં શું ધારશે?

પુત્રઃ—કોણ શું કહેશે? તેની દરકાર ધર્મે ચાલનારાએ રાખવાની નથી. જેણે આપણા ભાવ જાણ્યા નથી, જેના ભાવ આપણાથી જુદા છે તેને આપણી પ્રવૃત્તિ દુષિત જણાય છે અને તેથી મન માને તેમ બોલે છે આચરે છે. દુનિયાંને કહેવાનું છે, આપણને કરવાનું છે આપણને જાતની મહેનત છે, દુનિયાંને જીભની મહેનત છે, આપણે વિચારી સમસ્ત નેક સલાહથી કામ કરશું તોપણ કેટલાકોને પસંદ નહિ પડે. આપણાં કામ સર્વને પસંદ જ પડે એવો આગ્રહ શા માટે રાખવો? **શાસ્ત્ર ગુરૂ અને આત્માની સાક્ષી હોય તો પછી જગત જખ મારે છે,** એમ ભય રાખતા હોય તો સારાં કામ માણસોથી બહુ ઓછાં જ થાય. મારાં સાસરાંવાળાં સ્વતંત્ર છે, ને પોતાનું ધાર્યું કરી લેશે, લગ્ન થયું નથી. ત્યાં સુધી સૌ છુટ જ છે."

આ વાર્તાલાપથી પિતાને સંતોષ થયો. મન કસવા માટે પોતે આટલા પ્રશ્નોત્તર કર્યાં હતા એમ મ્હોટા પુત્રનાં મનનું સમાધાન કર્યું હવે એના થયા ત્રણ.

એક વખત 'દેશલપુર'ના ચોરામાં બેઠેલામાં ચર્ચા થઇ કે પ્રથમ તો આ ગામમાં સંખ્યાબંધ દીક્ષાના ઉમેદવારો નીકળતા હતા, હાલ તેમાંનું કંઇ જોવામાં આવતું નથી. ચરિત્રનાયકે ઉત્તર આપતાં જણાવ્યું કે જો ઉદય હોય તો અણધારે પણ કોઈ ઉમેદવાર નીકળી આવે. આમ વાતચિત કરી ઘેર આવી નિશ્ચય કર્યો કે આજેજ અહિંથી નીકળી પડવું, દિવસો જવા દેવામાં માલ નથી. દિવસે નીકળવાથી સગાંસંબંધીઓ વિક્ષેપ પાડે એટલે મધ્યરાત્રિએ જ થોડાં વસ્ત્રો લઈ પિતાપુત્રો ઘરથી બહાર નીકળ્યા. પિતાએ ઘરને તાળું વાસ્યું તે જોઈ પુત્રો બોલ્યા. '**લેવા જવું દીક્ષા અને વળી તાળું આપવા** જેટલી મૂર્છામાં રહી રક્ષા કરવાની ચિંતા રાખવી એ શું?"

પિતાઃ—કહેવું વાજબી છે, મોહાવેશથી આ તાળું આપતો નથી પણ કેટલાંક વ્યવહારનાં કામોનો નિકાલ કરવા અહિં હજી એકવાર આવવું પડશે.

પુત્રો:—આ વેશે અને આ સ્થિતિમાં આ ગામમાં અમારે હવે આવવું નથી. છોડવું એવી રીતે કે ફરી ફસાવું ન પડે, ત્યાગ તે હવે ત્યાગ જ—

પિતા:—તમારા જો એવા જ દઢ ભાવ છે તો તમને ગુરૂસમીપ રાખી હું એકલો આવી ખુલાસો કરી જઇશ.

ત્રણે જણ ત્યાંથી 'મુંદ્રે' આવ્યા. શ્રાવકોને મળી સંમતિ માગી ને નક્કી થયા પછી 'ભુજ' ગયા. પૂજ્યશ્રી દેવજી સ્વામી પાસે બંને પુત્રને રાખી 'તાલાશાહ' પાછા 'દેશલપુર' ગયા અને ત્યાં ઘર ખેતર લેવડદેવડ સૌ બાબતોની યોગ્ય વ્યવસ્થા કરી દીધી. મ્હોટા પુત્ર સાથે જેનું સગપણ કર્યું હતું તે કન્યા સાથેના તમામ સંબંધોનો વ્યવહારાનુસાર નિકાલ કરી આપ્યો, અને સગાંસંબંધીઓની અનુમતિ મેળવી ગામ સમસ્તને ખાંડની લ્હાણી આપી. તેમનાં આ પગલાંથી ગામ આશ્ચર્યચકિત થયું. 'દેશલપુર'માં તમામ કામ પતાવી લીધા પછી શાહ 'મુંદ્રે' ગયા. ત્યાં બે ઉમેદવારો સાથે 'દેવજી સ્વામી' પણ આવી ગયા હતા. પ્રાથમિક ગણાતાં સામયિક સૂત્રનો અભ્યાસ પૂજ્યશ્રીએ ચાલુ કરાવ્યો હતો. દીક્ષા મુંદ્રામાં ઠરી. દિવસ નક્કી કરવામાં આવ્યો, અને વાત વાયુવેગે કાંઠીમાં ફેલાઈ ગઈ. વીશા ઓશવાલ જ્ઞાતિના અગ્રેસર ગણાતા 'કોડાયના' પટેલ શાહ માણેક પોતાની જ્ઞાતિમાંથી ત્રણ જણા દીક્ષા લે છે એ વાત ભારી લાગવાથી તે વખતના 'બારોઇના' પટેલ 'પુંજાશાહ' ઉપર સમાચાર મોકલાવ્યા કે 'રાજવિરોધની[1]' ખટપટના સબબથી અમારાથી ત્યાં કોઈ પણ રીતે અવાય તેમ નથી. માટે 'દેશલપુર'ના 'તાલાશાહ' પોતાના બે પુત્રો સહિત 'મુંદરામાં' દીક્ષા લે છે તેને રોકો, 'દીક્ષા લેવા ન આપો' હાલ મનાય છે તેમ તે કાળમાં પણ મુંદરા શહેર કાંઠીનું હેડ ક્વાર્ટર મનાતું હતું. ત્યાંનો અમલદાર "મામદમીયાં" હતો. એ દીક્ષા અટકા-

---

૧ એ વખતે બારભાઇયાનું રાજ્ય હતું. જેનું બળ તેણે તે રાજ્ય દબાવી રાખ્યું હતું એટલું જ નહિ પણ લોકોમાં લૂટફાટ એટલી તો કરાવતા કે આજે તે વાત જુનાં માણસો પાસેથી સાંભળતાં વિપાક સૂત્રમાંના 'એકાઇ રાઠોડની' તુલના યાદ આવી જાય છે.

વંવાને તેની પાસે અરજી થઈ. દીક્ષા લેનાર વર્ગનો કંઈ દોષ ગુન્હો કે અનીતિયુક્ત વર્તન હોય તો તે અથવા તે દીક્ષા લે તેથી બીજાઓને શું ગેરલાભ છે એ બાબતની તેણે તપાસ કરી તો તેમને અટકાયત કરવા જેવુ કોઇ પણ કારણ તેને ન જણાયું એટલે આ બાબતમાં પોતે વચ્ચે પડવાની ચોખ્ખી ના પાડી.

છેવટે પોતાના સ્નેહની ખાતર વચ્ચે પડવાનો પટેલે મામદમીયાંને આગ્રહ કર્યો, એટલે તેણે પટાવાળાને મૂકી ચરિત્રનાયકને બોલાવ્યા. તેઓ નીડરતાથી તેની સામે બેઠા.

મામદમીયાં:—કયા ગામનો તું છો, અને અહિં કેમ આવ્યો છો?

શાહ:—માની લીધેલાં ગામ દેશલપુરનો આ દેહ રહીશ મનાય છે, વાસ્તવિક રીતે તે અસત્ છે, જે અવિનાશી સત્ છે તે મારૂં ગામ છે. દીક્ષા લેવા માટે અહિં આવેલો છું.

મીયાં:—સંસાર કરતાં દીક્ષામાં તને શું વધારે જણાય છે કે જેથી તને આ રંગ લાગ્યો છે?

શાહ:—સંસારમાં જન્મ મરણ જરા વૃદ્ધિ હાની લાભ અલાભ હર્ષ શોક ચિંતા ભય આદિ અનેક અનુકળ પ્રતિકૂળ સંજોગો આવે છે અને જીવને કર્મબંધન કરવાં પડે છે, તેથી કલેશ પરંપરામાં અથડાવું પડે છે. દીક્ષામાં આ બધા પ્રસંગો આવવા છતાં તે સ્વીકારાતાં નથી, તેને આદર અપાતું નથી, કર્મબંધન થતાં નથી, અક્ષય શાન્તિનું સુખ મળે છે, કર્મ ખપી જાય છે. ઇત્યાદિ અનેક લાભો છે જે સદ્ગુરૂની કૃપાએ સમજાય છે. આથી મ્હને આ રંગ લાગેલો છે.

મીયાં:—તું દીક્ષાને ઉત્તમ ગણતો હોઇશ પણ હું મ્હારી સત્તાથી તને દીક્ષા લેવા તેમ દેવા નહિ દઉં.

શાહ:—તમારી સત્તા આ શરીર ઉપર કદાચ ચાલે પણ આત્મા ઉપર તો નહિ જ, આ વસ્ત્રો ઉતારવામાં અને ત્યાગીનાં વસ્ત્રો ધારણ કરવામાં તમે

હરકત કરો તે પણ તમારી સત્તા ચાલે એટલામાં જ, **પણ વિશ્વ વિસ્તારવાળું છે, દીક્ષાનો મનથી સંકલ્પ કીધો છે ત્યારથી જ હું પોતાને માનું છું.** ફક્ત દ્રવ્યદીક્ષામાં કેટલાંક નિવૃત્તિનાં સાધનોનો સુયોગ સરસ કહ્યો છે.

મીયાં:—પણ હું તને કેદમાં મોકલાવી આપીશ.

શાહ:—મ્હારે કેદખાનું, મ્હોટી મેડી અને સ્થાનક બધાં સરખાં છે. મને ભય નથી, તૃષ્ણા નથી, ચિંતા નથી; જગતની માત્ર જગ્યાઓ મને એક સરખી જ લાગે છે. તેમાં કાંઇ વધઘટ હું જોતો નથી. તમે જેને કેદખાનું કહો છો તેમાં પણ મ્હારૂં ધાર્યું કામ નિર્વિઘ્ને થઇ શકશે.

કેદમાં મોકલવાની ધમકીથી તેમનાં મુખ ઉપર ખેદની એક શેર પણ પડવા ન પામી, તે જોઇ 'મીયાં'એ પટેલને કહ્યું—"આ વાત રહેવા દ્યો, રંગ પાકો છે, તમારા સર્વ પ્રયાસો આની પાસે નિષ્ફળ જશે, મારી મારફત આ ઉપરાંત કાંઈ પણ કરાવશો તે વ્યર્થ જશે." ત્યાર પછી તેણે શાહને પૂછ્યું-'ત્હારી દીક્ષામાં હું વિઘ્ન કરતો નથી, પણ ત્હારા બે પુત્રોને દીક્ષા શા માટે આપે છે? ત્હને ત્હારા પુત્ર વ્હાલા ન હોય અથવા તેમનાં ઉદરપોષણ સંબંધી ચિંતા હોય તો તે મને સોંપી દે હું તેમની સર્વ વ્યવસ્થા કરીશ."

શાહ:—તે પુત્રોને તમો તમારી રૂબરૂ બોલાવી ખાત્રી કરો, જો તેમની ઇચ્છા સંસારમાં રહેવાની હોય, દીક્ષા લેવાની ન હોય તો મ્હારે કાંઇ આગ્રહ નથી. ઉલટું મ્હેં પોતે જ તેમને સમજાવ્યા ડરાવ્યા, લલચાવ્યા તોપણ તે સમજ્યા નથી. સંસારનાં કામમાં પણ બીજાનું શીખાવેલું ભણાવેલું કામ નથી આવતું તો **દીક્ષાનો માર્ગ જે આખા જન્મારાનો સોદો છે, જેમાં અનેક પરિષહો વેઠવાનાં છે તેમાં શિખાઉ પોપટીયું જ્ઞાન કામ ન જ આવે. અંતરમાંથી ઉઠયા વિના કંઇ થતું જ નથી.**

છેવટે બન્ને છોકરાને બોલાવી કસી જોતાં તેને ખાત્રી થઈ કે ન પિતા ઘટે ન પુત્રો હઠે. આથી ખુશી થઈ મીયાંએ 'તાલાશાહ'ને કહ્યું "મ્હેં

તમને ધમકી આપી, લાલચ બતાવી રોકવાનું કર્યું મ્હારા પંડના સ્વાર્થ માટે નહિ પણ આ પટેલના કહેવાથી વગર દલાલીએ દલાલ થયો હતો. બાકી મ્હારે એમાં કંઈ લેવા દેવા નથી તમે દીક્ષા લ્યો, હું ખુશી છું. બનશે તે મદદ તમને આપીશ[1] અને દીક્ષાના ઉત્સવમાં ભાગ લઇશ."

આ હકીકત સાંભળી સૌને પરમ સંતોષ થયો અને દીક્ષા મહોત્સવ માટે તૈયારીઓ થવા લાગી. એટલામાં 'તાલાશાહ'નાં એક ભાભી, જે 'ગજોડ' રહેતા હતાં તે 'વીરાંબાઇ'ને આ દીક્ષાની ખબર પડતાં તેમને રોકવા ઉતાવળથી તે મું આવ્યાં. તેણે આર્તવિલાપ, અશ્રુપાત, નિશ્વાસ આદિના સાધનોવડે તેમને સમજાવવાનું ઘણુંએ કર્યું પણ તેની અસર દૃઢ નિશ્ચયવાળા એ પિતા પુત્રોને કંઈજ થઇ નહિ.

ભાભીને 'તાલાશાહે' તેમ તેના પુત્રોએ અનેક રીતે હિતકર બોધ આપી સમજાવ્યાં, સંતોષ્યાં. પછી સંવત્ ૧૮૬૭ ના પોષ સુદ ૯ સ્વાતિ નક્ષત્રના શુભ યોગ દીવસે દીક્ષા લેવાઇ. પિતા થયા 'દેવજી સ્વામીના' શિષ્ય અને પુત્રો થયા પિતાના શિષ્ય. "તાલાશાહનું" નામ "તલકસી સ્વામી" અને પુત્રોનાં નામ સંસારપક્ષનાં એટલે કે 'લાધાજી સ્વામી અને કર્મચંદજી સ્વામી' રાખવામાં આવ્યાં. બીજી દીક્ષા ત્યાર પછી સાત દીવસે 'લુંણી' ગામે થઇ. લઘુ શિષ્યોને વિહારમાં બરાબર કસાયલા જોઈ પૂજ્યશ્રીની આજ્ઞા લઈ 'દેવજી સ્વામી' એ 'ગોંડળ' કાઠીઆવાડ ભણી વિહાર કર્યો. શિષ્યોનો અભ્યાસ બુદ્ધિ અનુસાર વધવા લાગ્યો. તેમણે પહેલું ચોમાસું ગોંડળ કર્યું ત્યાંથી પાછા તેઓ કચ્છમાં પધાર્યા.

મનના મેલ ધોઇ–ચિત્તશુદ્ધિ સાધી જ્ઞાનદ્વારા મોક્ષગતિએ પહોંચાય છે. એ ક્રમ બધા માટે એક સરખો નથી. જેનો જેવો અધિકાર. કોઇને જ્ઞાન સંપાદન કરવું મુશ્કેલ હોય છે તો કોઇને તપ યોગ આદિ અસાધ્ય થઇ પડે

---

૧ દીક્ષામાં જોઇતાં વાહનો મીયાંએ વગર માગે આપ્યાં હતાં, શ્રાવકોએ સ્વીકાર્યાં હતાં. પસમાં પણ સાથે ભાગ લીધો હતો. દીક્ષાનો પસ પોતા તરફથી ભરાવવા માગ્યું પણ શ્રાવકોએ તે કબુલ્યું નહિ એમ પણ સંભળાય છે.

છે. પણ વિચાર જ્ઞાનમાં સહેલાઇથી પ્રવેશી શકે છે; 'તલકસી સ્વામી' ઉમરે પહોંચેલ હતા, જ્ઞાન અને વિચારમાં અસમર્થ હતા, અધ્યયન વિધિ તેમનાથી પાળી શકાય એમ ન હતું. આયુષ્ય સ્વલ્પ જણાતું હતું. એટલે તેમની વૃત્તિ સહજ રીતે તપ યોગ આદિ ક્રિયાયોગ તરફ વળી. આ વાત સ્મરણમાં રાખવી ઘટે છે કે **બહુ જ્ઞાનની વાસના એ પણ મનુષ્યને લક્ષ્યબિંદુથી દૂર ઘસડી જાય છે.**

એટલા જ માટે કહ્યું છે કેઃ—

**सारभुत मुपासित ज्ञानंयत्कार्यसाधकम्**
**ज्ञानानां बहुतायैषा योगविघ्नकरी हिंसा ।**
**इदंज्ञेय मिदंज्ञेय मितियस्तृषितश्चरेत्**
**असौ कल्पसहस्त्रेषु नैवज्ञानमवाप्नुयात् ॥**

ભાવાર્થ:—કાર્યને સિદ્ધ કરનાર સારભૂત જે જ્ઞાન હોય તે જ ગ્રહણ કરવું બહુ પ્રકારનાં જ્ઞાન મેળવવાની વાસના યોગમાં વિઘ્ન કરનારી છે. 'આ જાણવા જેવું છે આ જાણવા જેવું છે' એમ જેનાં મનમાં તૃષા રહ્યા કરે છે તે સહસ્રકલ્પો જતાં પણ જ્ઞાન પામી શકતો નથી.

"શ્રીમત્ તલકસી સ્વામી" નાં મનમાં જ્ઞાન તૃષા ન હતી. તેમને તો ક્રિયાનાં અનુષ્ઠાનથી સિદ્ધિ મેળવવા તરફ રૂચિ હતી અને તે તેમના અધિકારને અનુરૂપ હતી; એ માર્ગે જ તેઓ સિદ્ધિ પામી શકયા હતા. ઘણા વિચારો કરનાર અનેક નિશ્ચયો બાંધનાર આમ તેમ જેવું તેવું વાંચન રાખનાર પદ્ધતિ વ્યવસ્થા અને ધોરણ વગર અભ્યાસ રાખનાર જેટલી ત્વરાએ સિદ્ધિ નથી મેળવી શકતા. તેટલી ત્વરાએ એક **નિશ્ચયથી** એક **શ્રદ્ધાથી** અને **એક જ નિષ્ઠાથી ક્રિયાયોગમાં સમ્યક્** પ્રકારે કામ કરતો તપસ્વી મેળવી શકે છે. તેનો તો એક જ નિશ્ચય હોય છે કે—

**विज्ञोयोऽक्षर तन्मात्रं जीवितं चापि चंचलम् ।**
**विहाय शास्त्रजालानि यत् सत्यं तदुपासयत् ॥**

અને

**शब्द जालं महारण्यं चित्तभ्रमणकारणम् ।**

**अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञातत्त्वमात्मन; ॥**

ભાવાર્થ:—અક્ષર–અવિનાશી તત્ત્વ જાણવા યોગ્ય છે અને જીવિત તો અસ્થિર છે. એટલે શાસ્ત્રનાં જાળાંમાં ન અટવાતાં જે સત્ય હોય તેનું જ ઉપાસન કરવું."

શબ્દજાળ મહા અરણ્યરૂપ છે, ચિત્તને ભમાવનાર છે માટે તેમાં ન ભટતાં તત્ત્વજ્ઞ પુરૂપ પાસેથી આત્મતત્ત્વને જાણવું જોઈએ."

આવી રીતે કેટલાક મહાત્માઓ ટૂંકે રસ્તેથી જ તત્ત્વ પામી શકે છે અને ક્યાંય પણ અટવાઈ જતા નથી. જ્યારે કેટલાક મ્હોટે ફેરે તેને પહોંચે છે. માર્ગભેદ છે નીકળવાના રસ્તા જુદા છે પણ પહોંચવાનું સ્થળ એક જ છે. પ્રકૃતિ રૂચિ–શક્તિ-સ્થિતિ અધિકારથી ભિન્ન ભિન્ન માર્ગે માણસ વળે છે. તર્કજાળમાં લપટાઈ રહેલા પણ તત્ત્વવિમુખ મ્હોટા પંડિત કરતાં નિર્મલ હૃદયે તપ આદિનું અનુષ્ઠાન કરનાર સામાન્ય માણસ પરમપદ જલદીથી પામી શકે છે. "શ્રીમત્ તલકસી સ્વામી"ના સંબંધમાં એમ જ બન્યું તે મ્હોટા બુદ્ધિવાદો કરી શકે, તર્ક પ્રતિતર્કો ઉઠાવી શકે, શંકાસમાધાન કરી શકે, વ્યાખ્યાન આપી શકે, એવી જ્ઞાનશક્તિ–બુદ્ધિબળ કે પાંડિત્ય તેમનામાં ન હતું, તે મેળવવા તરફ તેમની મનોવૃત્તિઓ વળી જ નહતી. એ સૌ કુશાગ્ર બુદ્ધિવાળાનું કામ છે. મ્હારામાં એવી શકિત નથી. અવસ્થા નથી એવા એવા વિચારોથી જે થોડો ઘણો અભ્યાસ કર્યો હતો તેના મનમાં, સ્વાધ્યાયમાં પ્રણવાક્ષરનો જાપ જપવામાં, ઉગ્ર તપઃક્રિયાઓ આચરવામાં તેમને પોતા માટે ઉપયોગી સરળ અને સાધનવાળો માર્ગ જણાતો હતો. પોતાના શિષ્ય પૂર્વાશ્રમના પુત્રોને જ્ઞાન અભ્યાસમાં રોકેલા હતા અને પોતે તપ ઉદ્યાનની સુમધુર લ્હેર લેવામાં રોકાયલા રહેતા.

તપનો યોગ બધાઓ માટે એક સરખો એક જ પ્રકારની રીતિ કૃતિવાળો નથી. હોવો ઘટિત પણ નથી. બધા મનુષ્યો એક જ પ્રકારની

હૃદયસ્થિતિ શરીરસ્થિતિ અને પરિસ્થિતિમાં હોતા નથી. પ્રત્યેક મનુષ્યનું હૃદય શરીર મન બુદ્ધિ અને આજુબાજુના સંયોગ બીજા કરતાં કોઇને કોઇ રીતે ભિન્ન પ્રકારના હોય જ છે. પ્રત્યેકનું મન અને પ્રત્યેકને પ્રાપ્ત જે જે સામગ્રી છે તેમાં ભેદ છે અને તેથી પ્રત્યેકને પોતાનું કલ્યાણ સિદ્ધ કરવાના માર્ગમાં પણ ભેદ હોવો જ જોઇએ. આ કારણને લીધે શાસ્ત્ર અનેક પ્રકારના માર્ગો ઉપદેશે છે. અનેક જન્મોમાં કરેલાં શુભ અશુભ કર્મના સંસ્કારને લીધે ચિત્ત મૂઢ બની રહ્યું હોય છે તેને અનેક ઉપાયથી શાસ્ત્ર ઉપદેશે છે. લાંબા સમયથી રોતાં બાળકને શાન્ત કરવા તેની માતા જેમ દ્રાખ ખજુર આંબા કેળાં આપે છે તેમ તપઃક્રિયાસંબંધે પણ એમ જ છે. જૈનશાસ્ત્રકારો બાહ્ય અને આંતર એમ તપના બે મુખ્ય ભાગ પાડી એકંદર બાર પ્રકારનાં તપ ગણાવે છે. એની જે વર્ગણી કરી છે તે એવી સુંદર છે કે પ્રત્યેક માણસને એમાંથી કોઇ પણ પ્રકાર અનુકુળ અને ઉપકારક થઇ પડે છે. વૃત્તિઓને એક કરવી, શુદ્ધ કરવી, સ્થિર કરવી, અચલ કરવી, તેનો નિઃશેષ લય સાધનો એ સર્વ તપનાં જ પ્રકાર છે. ધર્માર્થે કષ્ટ સહેવાં પરાર્થે આત્માર્પણ કરવું એ પણ તપ છે. રસઆસક્તિ ત્યજવી, વૃત્તિસંક્ષેપ કરવો દરેક સંજોગોમાં મનને એકરૂપે નિર્વિકાર સ્થિતમાં રાખવું એ પણ તપ છે. અધ્યયન, આસન, જપ, નિયમ, વ્રત, ઉપવાસ અને સત્ચારિત્ર એ પણ તપ છે, જેને જે અનુકૂળ પડે તેનું અનુષ્ઠાન તે કરે. અધિકાર ઉપર સઘળો આધાર છે. જે બાહ્ય અને અભ્યંતર તપના પ્રકાર છે તેમાં બાહ્ય-તપમાં કાયિક કષ્ટ મુખ્ય છે અને તે કઠીન છે. જે ઉત્તમ અધિકારી છે તેને એનો ઉપયોગ નથી જરૂર નથી. કદી તેને બાહ્યતપની જરૂર પડે તો તે કરે, ખપજોગ કારણજોગ કરે, પણ તે જો સૂક્ષ્મ તપોયોગમાં અંતરાયભૂત કારણો જણાય તો જ ભોગ વાસનાઓને રોકી મનને સમાધિમાં રાખવા માટે કાયિક કષ્ટ વેઠવામાં આવે છે. દેહકષ્ટ વગર કોઈ મહત્કાર્ય સિદ્ધ થતું નથી. એ વ્યવહારમાં અનુભવથી જાણી શકાય છે. દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન એ સર્વ પર પૂર્ણ વશીકાર સ્થપાય તો ધાર્યું મહત્ફલ શીઘ્ર પ્રાપ્ત થાય છે. સરત માત્ર એટલી કે તે દેહ કષ્ટ કેવળ અજ્ઞાન–અવિવેક–મોહ–અંધપરંપરા, દેખા-

દેખી, સ્વેચ્છાથી કરવામાં ન આવવું જોઇએ. લાંબા કાળના અભ્યાસથી આપણને એમ ઠસી ગયું છે કે દેહસ્થિતિ તો ખોરાકથી છે અને તે પણ ચારે ખુણા એ ત્રણ ટંક. ખાઇનેજ ભરી !

જાથુના પણ ક્રમસર અભ્યાસવડે મહામોહ કે અતિ સબળ અંતરાય કર્મનો ઉદય ન હોય તો ક્ષુધા વેદની પર આપણે જય મેળવી શકીએ છીએ આટલા માટે જૈનોપદેશમાં નોકારસી, પોરસી, બ્યાસણા, એકાસન આયેબીલ અને પછી ઉપવાસ એવો તપનો ક્રમ રાખેલો છે. આ ક્રમે તપરૂપ ઉંચાં શિખરે ચઢતું જવાય તો ક્ષુધારૂપી કાંકરા લાગે નહિ અને પડવાનો ભય ઓછો રહે. આમાં વિવેક એટલો રહેવો જોઇએ કે **એ સર્વ સાધન છે સાધ્ય વસ્તુ નથી** એટલે હઠીલા આગ્રહી અને ઉપવાસના મોહાવેશી ન બનવું. નિદ્રા વિષય કષાય એને કબજે રાખવા માટે નબળાં પાડવા માટે સતત્વૈરાગ્યમય આત્મસાધન કરવા માટે, આહારાદિનો સંક્ષેપ કે ત્યાગ કરવામાં આવે છે. આ ઉપરાંત ફક્ત એકલો અસમંજસ આહારનો ત્યાગ કરાય તો તેને शेषः लंघनकं विदुः ॥ લાંઘણનાં નામથી શાસ્ત્ર પ્રબંધ યોજનારાઓ જણાવે છે. તપનો ઉદ્દેશ યથાવત્ તો જ સિદ્ધ કરી શકાય કે જો તે જ્ઞાનયુક્ત, અવિકલ્પ ઉપયોગ, સમજણ વિધિ આદિનાં જ્ઞાનમૂલક હોય. જ્ઞાનગુણયુક્ત જ્ઞાની તપસ્વીઓ તપરૂપ સાધનથી **શ્વાસોચ્છ્વાસમાં કર્મની વર્ગણાનો ક્ષય કરે છે.** જ્યારે અજ્ઞાનીઓ અજ્ઞાનમૂલકતપથી પૂર્વક્રોડ વર્ષ વીતતાં પણ કર્મને ક્ષીણ કરી શકતા નથી તો નિઃશેષ ક્ષય ક્યાંથી જ કરી શકે ?

મહાત્મા ‘ તલકસી સ્વામી ’ને થયું કે અવસ્થાના ઉત્તર ભાગમાં મ્હારે તપનું અનુષ્ઠાન યોગ્ય વિધિએ યથાશક્તિ કરવું. પોતાનો ઇરાદો ગુરૂ મહારાજને જણાવ્યો; તેમણે તેમનો અધિકાર જોઇ અનુજ્ઞા આપી ઉત્સાહમાં વધારો કીધો. ત્યાર પછી ગુરૂ બતાવતા તે માર્ગે એ મહાત્મા પ્રવૃત્તિ કરતા. ચોથા ચોમાસાંથી એકાંતરીઆ અને છઠ ( બબ્બે ઉપવાસો ) ચાલુ કર્યા તે સાથે ચોમાસાંમાં કે તે સિવાયના કાલમાં ક્યારેક રસત્યાગ તો ક્યારેક દ્રવ્યોના બહુ ટૂંકા નિયમ. ક્યારેક છાસ શાક ને રોટી તો ક્યારેક એક જ

જાતનો ખોરાક, ક્યારેક ગાંડસઈ, મૂઠસઇનાં પચ્ચખાણ તો ક્યારેક એક સનોપવાસ કરતા; શિતકાળમાં શિતની અને ઉષ્ણ ઋતુમાં ઉષ્ણતાની આ તાપના, કયારેક નગ્નભાવ, ક્યારેક કલાકોના કલાકો સુધી કાર્યોત્સર્ગ તો ક્યારેક યોગનાં જુદાં જુદાં પણ થઇ શકે તેવાં આસનો એમ વિવિધ પ્રકારે તપઃક્રિયામાં લાગ્યા રહેતા. વિનય વયા વચ્ચાદિ આભ્યંતર તપની ઉપાસના તો ચાલુ જ હતી. આવી આવી ક્રિયાઓથી તેઓ ક્ષુધા વેદનીપર સારી રીતે જય મેળવી શકયા, એટલે સુધી કે તપનાં પારણાં વખતે પણ વેદની એટલી બધી શાન્ત કે પારણું કરવા બેઠેલા છતાં ભાવ વધતાં જે તપ કરવાની ઇચ્છા કરતા તે કરી શકતા. આથી પારણાંને બદલે ઉપવાસાદિ ક્રિયા ચાલુ રહેતી. આને પરિણામે તેમની રસાસક્તિ છૂટતી ગઈ. મનોવૃત્તિઓ વિમળ અને ન્યૂન બનતી ગઈ. શરીર પ્રકૃતિ સ્વસ્થ બની આનન્દ અને શાન્તિ સુખ તો તેમને નિત્ય નિરંતર પ્રાપ્ત જ હતાં. એટલે મુખપ્રભા પણ શાન્ત તેજસ્વી અને ઓજસ્વી બની રહી. નિર્વાસન મૌનની અવસ્થામાં નિઃસંકલ્પ અવસ્થામાં ધ્યેયાકાર વૃત્તિએ અને કવચિત્ ધ્યેયસ્વરૂપે અવસ્થાન કરવામાં અભ્યાસ વધતો ચાલ્યો. તેઓ નિદ્રા પ્રમાદ આળસ આદિ અંતરાયો ઉપર પૂર્ણ વિજય મેળવી ચૂકયા હતા. નિવૃત્તિમાર્ગનું સેવન અને આત્મસ્મરણ જેમ જેમ વધતું ગયું તેમ તેમ આહારાદિના ખટરાગ ઘણા જ ઘટી જવા લાગ્યા. ૩–૪–૬ થી કરી ૩૦ થી ૩૭ ઉપવાસ એક સામટા તેમણે કરેલા હતા એમ સાંભળ્યું છે. તેમની આવી અદ્દભૂત તપઃક્રિયા જોઈ વખતે કોઈ તેમને સવાલ પણ કરતું કે આ બધું તમારાથી કેમ થઈ શકે છે? આટલા બધા ઉપવાસ કરતાં છતાં કેમ ટકી રહેવાય છે? ' તો જવાબ આપતા કે:–' હું જે અનુષ્ઠાન કરૂં છું–તપ ઉપવાસ વગેરે કરૂં છું તે માન પૂજા સત્કાર વાહવાહ કે એવી જ કોઇ ક્ષુદ્ર લાલસાથી, હઠથી, દબાણથી ભય કે લાજથી નહિ પણ અંતરમાંથી સ્વયં સ્ફુરેલી પ્રેરણાઓથી જ કરૂં છું. આથી ત્હમને દુષ્કર જણાતી ક્રિયાઓ મ્હને સુકર છે. હું ૩૦–૪૦ અપવાસ કરીશ સઝાયાદિ અને વિનયાદિ કરવા છતાં આ શરીર જાણે આહાર લેતું હોય તેવું જ જણાશે. આ શરીરની એવી જ ખુમારી બંધાઈ ગઇ છે મારા

અનુભવ પ્રમાણે તો એમ જણાય છે કે પ્રાણ અન્ન સમાનથી પણ ત્યાગ વિરાગ સમા છે, એક આસને પહોરના પહોર સુધી બેસી રહેવું દિવસોના દિવસો સુધી નિદ્રા ન લેવી, કે ઓછી લેવી, શીત, તાપથી જરા પણ આકુળ વ્યાકુળ ન થવું. એ બધું બની શકે એવું છે. મારા સંબંધમાં તો એમ પણ જણાય છે કે જેમ જેમ ઉપશમ ગુણ વધતો જાય છે તેમ તેમ પ્રત્યેક ક્રિયામાં આનન્દગુણની વૃદ્ધિ થતી સમજાય છે. આત્મશક્તિની કોઇ અનન્તતા રૂપી એકાદ સમૂહ આ કાર્યમાં બળ પ્રેરે છે" આવી ગુપ્ત મદદ કોઇ વિરલા યોગીશ્વરોને જ તુરત મળે છે એમ આ લેખકનું માનવું છે.

સંયમ અવસ્થામાં સ્વામીશ્રીની શરીરસ્થિતિ ક્રમે ક્રમે ઉન્નત બનતી ગઈ; શરીર પ્રત્યે તેમનું લક્ષ રહેતું જ નહિ, શરીરની સંભાળ શુશ્રુષા તથા ડંસ મંસાદિના પરાભવનું રક્ષણ બહુ વખત તેમના ગુરૂશ્રી તથા શિષ્યમંડળ ઘણી ખંતથી કરતા. તપસ્વીજીએ દીક્ષા લીધા પછી થોડાં વર્ષ કેડે એવો એક સંકલ્પ કર્યો હતો કે આઠ વર્ષ પછી બની શકે તો સંથારો લેવો. આ વર્ષમાં સાતેક વર્ષની મુદત ઓછી હતી તેવામાં એક વખતે ગિરિમાં તપોબળને પ્રતાપે ધ્યાનને અંતે અંતરવૃત્તિમાં આભાસ જણાયો કે આયુષ્ય દોરી હવે બહુ લાંબી નથી. શરીરનાં કેટલાંક લક્ષણોએ આ આભાસને ટેકો આપ્યો એટલે મહાત્માશ્રીને સંથારો કરવાના પૂર્વના અભિગ્રહનું એકદમ સ્મરણ થઇ આવ્યું; હૃદયમાં ભાવના વધી, સંકલ્પ દૃઢ બન્યો અને ગુરૂશ્રી પાસે આજ્ઞા માગી કે સંથારો કરવાનો આ સુઅવસર છે, "મ્હારે તેની ઇચ્છા છે, માટે આદેશ આપો." ગુરૂશ્રીએ પ્રત્યુત્તર આપ્યો. તમે ચોક્કસ કરી રાખેલી મુદતમાં હજી સાત વર્ષ ઓછાં છે, એ મુદત થયા બાદ તમારો મનોરથ સુખે પૂર્ણ કરજો." આ ઉપરથી પોતાને ધ્યાનને અંતે થએલી ઝાંખીની વાર્તા યથાતથ્ય તેમને કહી સંભળાવી. મહાત્માશ્રીએ જણાવ્યું કે મને આપે આજ કાર્ય કરતાં પ્રથમ રોકયો હતો, તેમ 'મુરારજી શાહ' વગેરેએ લગ્નાદિ પ્રસંગ બતાવી અટકાવ કર્યો, પણ હવે વખત ફરી ગયો છે, અને મુલતવી રાખવાનાં માઠાં પરિણામ ભોગવવા હું ઇચ્છતો નથી, પછી આપની આજ્ઞાને આધીન છું, કૃપા કરી મ્હારો મનોરથ સિદ્ધ કરવાની આજ્ઞા આપો." સમ-

યને અનુસરીને ગુરૂશ્રીએ બહુ આગ્રહ ન કર્યો, પણ સંસારઅવસ્થાના પિતા અને ત્યાગાશ્રમના ગુરૂની છત્રછાયાની જરૂર જણાવી મહાત્માશ્રીના પુત્રો—શિષ્યોએ તેમ કરવામાં પોતાની મંજૂરી આપી નહિ, અને પોતાથી તેમની કંઈ પણ સેવા બજાવાઈ નથી. પિતા અને ગુરૂ તરીકે કરેલા મહા ઉપકારના બદલામાં કંઇ બની શકયું નથી માટે થોડો કાળ વિરમી જવા તપસ્વીજીને તેમણે વિનંતિ કરી. તપઃસમૃદ્ધિથી શોભતા મહાત્માશ્રીએ સંથારો કરવા દેવાની મંજૂરી આપવાથી બધો બદલો પોતાને મળી જશે, તેઓ ઋણમુક્ત થઈ જશે એમ તેમને સમજાવ્યા અને તેમનાં મનનું સમાધાન કરી પોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થયા.

દીક્ષા બ્રહ્મચર્ય અને સંથારો જાહેરમાં લેવાનાં ગુરૂવાકયને અનુસરી સં. ૧૮૪૩ ના બીજા અષાડ સુદ પુનેમના રોજ પ્રભાતનાં વ્યાખ્યાન સમયે સેંકડો સ્ત્રીપુરૂષોની સમક્ષ ગુરૂશ્રીજીને પ્રદક્ષિણા કરી અને વંદનાપૂર્વક વિનતિ કરી કે એકસામટા ઉપવાસ કરવાની રજા આપવા કૃપા કરો. ગુરૂશ્રી અને શ્રાવકોના આગ્રહથી અંતે પંચ્યાસી ઉપવાસ કરવાના ઠર્યા. તેમાં એક પણ ઘટાડવા માટે તેમણે ચોકખી ના કહી. તેમના ભાવ જોઈ ગુરૂશ્રીએ તેટલા ઉપવાસ પરચખાવ્યા. આ વખતે ત્યાં જે હાજર હતાં તેમનાં અંતઃકરણપર ભારે છાપ પડી. શકિતઅનુસાર ત્યાગ, વૈરાગ્ય, દાનપુણ્ય થવામાં કચાસ રહી નહિ. હવે તપસ્વીજીની બેઠક ઇલાયદી રાખવામાં આવી અહિં તેઓ કેવળ કંઈ ન કરતાં આળસાઇમાં બેસી રહેતા નહિ, કિન્તુ જે શાસ્ત્રવચનો મુખે હતાં તે સંભાળતાં તેમ જ તેમના ગુરૂ 'શ્રીદેવજીસ્વામી' તથા શિષ્યો 'લાધાજીસ્વામી' અને 'કરમચંદજી સ્વામી' વખતોવખત પાસે બેસી શાસ્ત્રકથા કરતા ગૂઢ અર્થોનું વિવેચન કરતા તે લક્ષપૂર્વક સાંભળતા. આમ શ્રવણ, મનન ચાલુ જ રહેતા. તત્ત્વોપદેશના વિચારમાં એમનું ચિત્ત એવું એકાગ્ર બની રહેતું કે કલાકોના કલાકો સુધી જાણે સમાધિમાં ન હોય એમ પાસે બેસનારાઓને જણાતું. પ્રાણવાયુનો સંચાર ચેતનવાળા દેહમાં થોડો પણ જણાતો નહિ એમ તેમને પણ સાંભળવામાં આવ્યું છે. 'માંડવી' સંઘે તપસ્વીજીનાં આ તપની ખબર કચ્છનાં તમામ મુખ્ય શહેરો, ગામડાંઓ,

વાગડ, દેશપરદેશ આપી, અને તેમનાં દર્શને પધારવાની પોતા તરફથી આગ્રહભરી વિનંતિ પણ સાથે કરી. આ ઉપરથી સેંકડો સ્ત્રીપુરૂષો બહારગામથી ઉત્સાહભેર દર્શન વંદન માટે આવવા લાગ્યાં અને અનેક વ્યક્તિઓએ તપઃક્રિયા અને દાનાદિ કરીને જીવન કૃતાર્થ કર્યાં આ વખતે ગુરૂયોગ, યોગ્ય શિષ્યોની સારી સેવા, સંઘની ભક્તિ અને આવનારાના અભિલાષો શ્રેષ્ઠ હતા.

સંથારો કુલ ૭૦ દિન ચાલ્યો. તેમાં આહારપર જય–આસનજય–નિદ્રાજય–મનની વૃત્તિપર જય–શરીરની ચપળતાપર જય–તપસ્વીજી પૂર્ણ રીતે મેળવી શક્યા હતા, તેમની શરીરકાન્તિ, મુખપ્રભા, વાણી, ઉચ્ચાર પૂર્વનાં જેવાં જ દેદીપ્યમાન હતાં. સંથારા વખતમાં આવતાં જતાં સ્ત્રીપુરૂષોને તેઓ જે ટુંકો સાદો અને મીઠાશભર્યો ઉપદેશ આપતા તેનો મધુર ધ્વનિ શ્રોતાવર્ગ જીવનપર્યંત વિસારી શક્યા નહોતા એમ પ્રસંગમાં આવનાર પાસેથી જાણવામાં આવે છે.

તપોમય જીવન એ જ પોતાનું કર્તવ્ય છે એમ સમજી તે કર્તવ્યક્ષેત્રની અમુક એક પ્રકારની સીમામાં–ટુંકા પ્રદેશમાં શક્તિઅનુસાર પૂર્ણ રીતે વિચરનાર એ મહાત્મા પુરૂષ મોહ, મમતા, માયા, વિષયોની તૃષ્ણા એ સર્વથી રહિત થયા હતા, અને ત્યાગનું એક અતિ ઉચ્ચ દૃષ્ટાન્ત સ્વધર્મીઓની સમક્ષ ખડું કરતા હતા. અંતે તે જ સંવત્ ૧૮૯૩ ના ભાદરવા વદ નવમીની પાછલી રાત્રીએ જ્યારે ગુરૂ, શિષ્ય અને સંઘ, શ્રદ્ધા અને ભક્તિપુરઃસર પોતપોતાનાં કાર્યમાં તત્પર રહેલા હતા ત્યારે આયુષ્ય સ્થિતિએ જીર્ણ કરેલા સ્થૂલદેહને ત્યાગી તપઃસમૃદ્ધિથી સંસ્કૃત થએલો તેમનો આત્મા અમરભાવના અદૃશ્ય માર્ગે ચાલતો થયો. અંતિમ ક્રિયા પૂર્વાપરની રીતિકૃતિ અનુસાર કરીને શ્રી સંઘે પોતાની ધર્મનિષ્ઠા શ્રદ્ધા અને ભક્તિભાવનો પાઠ દુનીઆ સમક્ષ રજુ કર્યો.

પ્રિય વાંચક, આ કરતાં આગળ વધવાનાં સાધનોને અભાવે આ લેખિની આગળ વધી શકે એમ નથી. દિવ્યદૃષ્ટિનું જ્ઞાન નથી, દેવનું કોઇ કથન નથી, એટલે હવે થવાના તપસ્વીજીના બીજા ભવની સ્થિતિ, રીતિ અને કૃતિનું ભાન કરાવવાનું બની શકતું નથી. માત્ર એક પૂર્વાચાર્યનું ગુર્જરા

ગિરાનું વાક્ય હંમેશ સ્મરણમાં રહેવા માટે અહિં ટાંકી તેવા મહાત્માઓને નમન કરી જય જય શબ્દ ઉચ્ચારતી વૃત્તિ વિરામ પામે છે.

જીણ સાધુ તપ તરવારથી, મૂડયો મોહ ગયંદ;
તિણ સાધુનો હું દાસ છું, નિત વંદુ હો તમ પય અરવિંદ.
'ભવિયણ તપગુણ આદરવો'

શ્રીદેવચંદ્રજીકૃત–પંચભાવના.

**ૐ વીર અને વીરત્વ.**



# તપસ્વી શ્રીમન્મહાત્મા તલકસિંહજી સ્વામીની ઢાળો.

**દોહરા:**—

પ્રથમ જિણેશ્વરપાયનમાં, નાભિરાય કુલચંદ;
યુગલા ધર્મ નિવારણો, તાસ યુગ્મ પયવંદ. ૧

સદ્ગુરુ ચરણ પ્રતાપથી, સરસ્વતી કરો સુપસાય;
વાણી આપો નિર્મળી, મયા કરો મોરી માય. ૨

આગળ કોઈ ઋષિવર થયા, (અને) કોઇ તપસ્વી જોડ;
વંદન કરૂં કર જોડીને, મોહ માન મદ છોડ. ૩

દાન, શીળ, તપ, ભાવના, ચાર પ્રકારે ધર્મ;
તેમાં તપ શિરોમણિ, જેથી ત્રૂટે કર્મ. ૪

"ઠાણાયંગ સૂત્રે કહ્યા, સ્વમુખેથી વર્ધમાન;
પુરૂષ ચાર શૂરા ભણ્યા, ધીરજવંત પ્રધાન. ૫

દાને શૂર વૈશ્રમણ કહ્યા, ક્ષમા શૂર જિણંદ;
યુધ્ધે શૂરા શ્રીવિષ્ણુજી, તપે શૂર મૂણિંદ. ૬

તેમ શૂરા તપસી થયા, 'તલકસિંહ' ગુણગેહ;
તાસ વર્ણવ વિગતે કહું, સાંભળજો સુ સ્નેહ. ૭

દેશ ગામ જ્ઞાતિ તણો, માતપિતા કુલ સાર;
સંયમ લઇ તપસ્યા કરી, કહું તેહનો વિસ્તાર. ૮

---

(સદ્દગુરૂ ચરણે રે નમીએ—એ દેશી)

ઢાળ પહેલી—

લાખ યોજનનોરે માન, જંબુદ્વીપ તણો પરિમાણ;
ભરત ક્ષેત્રે રે વિશેષ, સાડાપચવીસ આરજ દેશ;
"ધન ધન તપસીરે સંતા, તલકસિંહ સ્વામી મહા ગુણવંતા;
કોણ કરે એહની રે હોડી, ગુણીજન નમજો દોયકર જોડી.
"ધન ધન તપસીરે સંતા—૧

કચ્છ દેશમાં રે ગામ, દેશલપુર રહેવાનું ઠામ;
કાંડી માંહેરે ઉત્પન્ન, ઓસવાળવંશી જાત સંપન્ન,
"ધન ધન તપસીરે સંતા—૨

પિતા 'ઉગમશાહ' રે સાર, તસ ઘર સુશીલા 'રાજબાઇ' નાર;
તે ઘેર જન્મજ રે પામ્યો, માતપિતાને હર્ષ સવાયો,
"ધન ધન તપસીરે સંતા—૩

સંવત અઢાર રે સાર, વર્ષ અઠયાવીસો મનોહાર;
અષાડ સુદિ પંચમી રે જાણી, જન્મતણી તિથિ એહ વખાણી.
"ધન ધન તપસીરે સંતા—૪

જબ યૌવન વય રે આવી, તાસ પિતાએ ત્રિય પરણાવી;
'પાનબાઇ' તેહનું રે નામ, રૂડી પેરે વર્તે સુખધામ.
"ધન ધન તપસીરે સંતા—૫

આચારે ઉજ્વલારે સ્વામી, ષટ્કાય જીવ તણા હિતકામી;
ગુણવંત ગુણે કરી રે પૂરા, કર્મ શત્રુ જીપણ તે શૂરા.
"ધન ધન તપસીરે સંતા—૬

તે હવે ત્યાં કને રે આવ્યા, પૂજ્ય 'કૃષ્ણજી' સહુ મન ભાવ્યા;
'દેશલપુરમાં' રે પધાર્યા, દઈ ઉપદેશ ઘણા ભવી તાર્યા.
"ધન ધન તપસીરે સંતા—૭

સુણી ગુરૂ આગમ રે જામ, ચાલી આવ્યા સમીપે તામ;
ગુરૂજીએ દેશના રે દીધી, આપ હૃદયમાં ધારી લીધી.
"ધન ધન તપસીરે સંતા—૮

વર્ષ પીસ્તાલીસ રે સાર, વૈશાખ સુદિ આઠમ સુખકાર;
પ્રથમ તે પામ્યા રે ધર્મ, જાણ્યો દેવગુરૂ તણો મર્મ.
"ધન ધન તપસીરે સંતા—૯

સમકિત ત્યાં કણે રે લીધું, મિથ્યાત્વ મત વોસરાવી દીધું;
શીખ્યા સામાયિકરે સાર, પડિકમણું શીખા સુવિચાર.
"ધન ધન તપસીરે સંતા—૧૦

વિધિશું જિનધર્મ રે કરતા, કાલ કે તો એણી પેરે નિર્ગમતા;
સંવત અઢાર રે સાર, વર્ષ પંચાવનો સુવિચાર.
"ધન ધન તપસીરે સંતા—૧૧

પોષ સુદિ તેરસને રે દીન, 'પાનબાઈ' જાયો પુત્ર રતન;
'લાધો' તસ નામ જ રે દીધો, માતપિતાનો મનોરથ સિધો.
" ધન ધન તપસીરે સંતા—૧૨

માતાને પૂરણ રે આશ, વીત્યાં ત્રણ વર્ષ એકપાસ:
વર્ષ અઢારનો રે સાર, મહા સુદિ એકાદશી રવિવાર.
" ધન ધન તપસીરે સંતા—૧૩

બીજો પુત્ર 'પાનબાઈ'રે જાયો, નામે 'કરમચંદ' ગુણ સવાયો,
એહવા દોય શોભે રે પુત્ર, સુતમુખ દેખી હર્ષે માવિત્ર.
" ધન ધન તપસીરે સંતા—૧૪

ઠાણાંગને ત્રીજેરે ઠાણે, ત્રણ્ય મનોરથ 'શ્રીવીર' વખાણે;
હોવે શુદ્ધ શ્રાવકરે જેહ, ત્રણ મનોરથ ચિંતવે તેહ.
" ધન ધન તપસીરે સંતા—૧૫

પહેલો મનોરથ રે થાવે, શ્રાવકધર્મ કરતા દીન જાવે;
બીજો મનોરથ રે, સાર, ચિંતવે આવે કદી સંયમભાર.
" ધન ધન તપસીરે સંતા—૧૫

પૂરણ થઈ પહેલી રે ઢાલ, કવિ રૂપચંદ કહે રંગ રસાલ;
જિણ વિધ છોડયોરે સંસાર, આગળ ભાખું તે અધિકાર.
" ધન ધન તપસીરે સંતા—૧૭

---

**દોહરા—**

અઢાર ત્રેસઠ વર્ષમાં, સ્વર્ગે પહોંચી નાર;
તબ મનમાંહિં ચિંતવે, અહો! સંસાર અસાર—૧
વળી ત્રેસઠા વર્ષમાં, અભિગ્રહ ધાર્યો સાર;
"આજ થકી દશ વર્ષમાં, લેવો સંયમ ભાર—૨
કોઇ અંતરાયનાં યોગથી, ન લેવાએ સંયમ ભાર;
(તો) મમતા મૂકી દેહની, તજવા ત્રણે આહાર—૩

એહવું મન ધારી કરી, રાખી મનમાં વાત;
હવે સંયમ લેવા સહી, લઘુપુત્ર લઈ સાથ—૪

લઘુપુત્ર વર્ષ ચારનો, એક દીનતાસ પૂછંત;
મ્હારે સંયમ લેવા સહી, ત્હારે મન શી ખંત?—૫

વળતો પુત્ર એમ બોલીઓ, સૂણો પિતાજી વાત;
તમે સંયમ લેશો સહી, હું ચાલીશ તુમ સાથ—૬

---

ઢાલ બીજી—

[ લાલ રંગાવો વરનાં મોળીઆં–એ દેશી. ]

પિતા પુત્ર એક મન કરી, પણ વાત ગુપ્તપણે રાખીરે;
જ્યેષ્ઠ પુત્રને આગળે, મનની વાત ન દાખીરે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની,
વૈરાગે સુધરે કાજો રે–એ ટેક–૧

વૈરાગ્યભાવ પ્રકટે યદા, તબ મળે મુક્તિનો રાજો રે;
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની–૨

" આઠ વરસ વોળ્યા પછી, પ્રકટ કરવી દીક્ષાની વાતો રે
ઘરમાં રાખવો વડા પુત્રને, નારી પરણાવી' ચિંતવે તાતો રે
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની–૩

એહવો વિચાર મનમાં ધરી, વળી વિચારે મન એમો રે;
પ્રાણ વલ્લભ મુજ પુત્રને, સંસારમાં રાખું કેમો રે?
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૪

તરણ તારણ ગુરૂ જો મળે, સમજાવે તો થાય રૂડું રે;
સંવેગભાવ, મનમાં વસ્યો, સંસારિક સુખ છે કૂડું રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૫

સંવત અઢાર સાઠસઠે' માંડવી, રહ્યા ચોમાસું ' દેવજી સ્વામી ' રે;
એક દિને આવ્યા વાંદવા, ગુરૂ ચરણે નમ્યા શિર નામી રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૬

આય વાત કહી વિસ્તારથી, મુજ પુત્ર દોય છે પ્યારા રે;
જો સાચવો તમે રૂડી પરે, તો થાઇએ શિષ્ય તમારા રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૭

વળતાં ગુરૂ એમ ઓચરે, તમે કરો સંસારનો ત્યાગો રે;
પુત્ર તણી પેરે પાળશું, લ્યો સંયમ ધરી વૈરાગો રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૮

હાથ જોડી કરે વિનતી, ચોમાસું ઉતરે જામ રે;
કૃપા કરીને પધારજો, સ્વામી ' શ્રી દેશલપુર ' ગામ રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૯

આચારવંત ' પૂજ્ય કૃષ્ણજી,—સ્વામિ ' ડુંગરસી ' સાર રે;
સુમાલીસે શ્રી કચ્છ પધારીઆ, દોયનો એક વ્યવહાર રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૦

વંદના વ્યવહાર કર્યો તિહાં, વળી કીધા બોલને કોલ રે;
કામ પડયે કામ આવવું, એહી વાતે રહેવું અડોલ રે,
" ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૧

ચોમાસાંમાં ગોંડલ, નકી, આવ્યો સમાચાર તામરે;
(જો) નિજગુરૂનું વચન રાખો તુમે, તો આવજો ગોંડલ ગામરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૨

'શાહ કુશલચંદ' 'શાહ મુલજી, શિવજીસુત, શાહ જયવંતરે,
કર સંપૂટ જોડી કરી, 'દેવજીસ્વામી'એ ભણંતરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૩

સ્વામી પધારો દેશ હાલારમાં, રાખો નિજ ગુરૂનું વચનરે;
નિજ ગુરૂનું વચન રાખવા, 'દેવજી સ્વામી'એ કર્યું મનરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૪

માની વિનતિ ચોમાસું ઉતરે, પધાર્યા ગુરૂ ગુણવંતરે;
દોય પુત્રસું આવ્યા વાંદવા, ગુરૂમુખ દેખી હર્ષંતરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૫

બે ભાઇને સમકીત આપીને, તિહાંથી વિહાર ગુરૂએ કીધોરે;
શહેર 'મુંદરા'માં પધારીઆ, તિહાં ધર્મનો ઉપદેશ દીધોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૬

કેટલાક દિન તિહાં રહી, પછી પધાર્યાં ઘેલડે ગામોરે;
'મુંદરે'થી ચાલ્યા વાંદવા, શાહ 'સૌભાગ્યચંદ' ગુણધામોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૭

ફઇ 'ભાણબાઇ'ને સાથે લઇ, આવી વાંદ્યા 'દેવજી સ્વામી'રે;
પોતે 'દેશલપુર'થી આવીઆ, ગુરૂચરણ વાંદે હિત કામીરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૮

કીધો ઠેરાવ દીક્ષા તણો, શાહ 'સૌભાગ્યચંદ'ની સાખેરે;
એહ વાતમાં ઢીલ કરવી નહિ, શીઘ્ર કરજો ગુરૂ એમ ભાખેરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૧૯

ઇહાંના ઉઠયા 'શ્રીભૂજ આવશું', વળી ગુરૂએ દીધી શીખરે;
દોય પુત્રને તેડી ભાવ રાખજો, જો લેવી તમારે દીખરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૦

ગુરૂવાંદીને ઘેર આવીઆ, વળી મનમાં ચિંતવે એમોરે;
હવે જેષ્ઠ પુત્ર પરણાવીને, પછી લેવો સંયમ ધરી પ્રેમોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૧

પિતા ગયા લગ્ન પૂછવા, ખેત્રે ગયા દોઈ ભ્રાતોરે;
જેષ્ઠ પૂછે લઘુ ભાઇને, આજે કીહાં ગયા છે તાતોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૨

લઘુ બાંધવ કહે વડા ભાઇને, ગયા પૂછવા ત્હારૂં લગ્નરે;
તુજને પરણાવી ઘેર રાખીશું, અમે સંયમ લેશું થઈ મગ્નરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૩

વડ બાંધવ તવ બોલીઓ, લઘુબંધવ પ્રતે એમોરે;
હું અનુમતિ દેશું નહિ, તમે સંયમ લેશો કેમોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૪

પિતા જબ આવ્યા ઘરે, લઘુ વાતો કરે વિસ્તારીરે;
એહનું અટકાવ્યું અટકે નહિ, એમ પિતા કહે સુવિચારીરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૫

હવે જેષ્ઠ બાંધવ બોલશે, તેનો આગળ સુણો અધિકારોરે;
'રૂપચંદે' ઢાલ બીજી કહી, તમે સાંભળો નર ને નારોરે.
"ભવિ સાંભળો વાત વૈરાગ્યની—૨૬

---

**દોહરા—**

જેષ્ઠ કહે પિતાજી સૂણો, તમ મન સ્યો સુવિચાર;
ગુપ્ત વાત રાખી મુજ થકી, કહોને તે વિસ્તાર—૧

કહે પિતા, પુત્ર, સાંભળો, તુજ પરણાવવી નાર;
લેશું સંયમ સાદરો, લઘુપુત્ર લેઈ લાર—૨

પિતાવચન શ્રવણે સૂણી, વડબાંધવ બોલંત;
જો સંયમ લેશો તમે, તો હું સાથ ચલંત—૪

સાંભળી ચિત્ત આનન્દ થયો, મનમનોરથ સિધ;
ભાગ્યદશા પ્રગટી હવે, વડપુત્રે મન કીધ—૪

ઢીલ હવે કરવી નહિ. ક્ષિણ લાખેણી જાય;
સંયમ લઈએ શોભતો, તે દિન સફળ ગણાય—૫

---

ઢાળ ત્રીજી—

(વીણમ વાઈસરે વીઠલ વારૂ તુજને—એ દેશી)

તે માટે હવે સંયમ લેવો, સંસારને છોડી દેવો;
એહ અભિપ્રાય આપણા મનનો, કોઈ આગળ નહિ કેવો.
"ગુણના પૂરારે થયા સંયમના રાગી;
થઈને શૂરારે સંસાર દીધો ત્યાગી—૧

એક દીન ઘરથી નીકળી રાત્રે, બેઠા ચોવટે જાઈ;
માંહોમાંહે એમ વાતું કરતાં, તબ બોલે ધર્મ ભાઈ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨

દેશલપુર છે ખાણ રત્નની, જેહમાં છે નરનારી;
પૂર્વે સંસારમાં મૂકી બહુલા, થયા મહાવ્રત ધારી.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૩

સંપ્રતિ કાળે લેવે સંયમ, એહવો કોઈ ન સૂજે;
બોલે આપ, સુણો ભાઈ સહુકો, અણજાણ્યો કોઈ બૂઝે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૪

એહવું કહીને ઉઠયા તિહાંથી, આય ચલી ઘર આવે;
તાકીદ કરવી સંયમ લેવાની, એહવી ભાવના ભાવે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૫

ઘરમાંહીથી નીકળતાં દિવસે, રખે કોઈ અંતરાય પાડે;
એમ મન ચિંતવી અરધી રાત્રે, દોઈ પુત્રને જગાડે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૬

સાવ ધ્યાન થાઓ વાર મલાઓ, આપણે 'મુંદરે' જાશું;
ભેટશું ચરણ શ્રી સદ્દગુરૂનાં, નિરખી નિર્મલ થાશું.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૭

ઘરથી નીકળી બારણું દેવે, તબ સુત બોલે એહવું,
આપણે મમતા મૂકવી ઘરની, શા માટે બાર દેવું.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૮

કહે પિતા શુણો પુત્ર સલૂણા, એહ વચન તુજ આછો;
તમને મૂકી પૂજ્ય સમીપે, મારે આવવું પાછો.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૯

પાછલ લાગાં જે પ્રતિબંધન, તે ટાલવાનું કામ;
પુત્ર કહે આ વેશે આ ગામમાં, નહિ આવવાનાં પરિણામ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૦

એમ પ્રતિજ્ઞા ધારી મનમાં, નીકલીઆ મધરાતે;
કોઈ ન જાણે તેણી પેર ચાલ્યા, આવ્યા 'મુંદરે' પ્રભાતે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૧

'મુંદરા' બંદરનાં શ્રાવક આગળ, કીધી વાત પ્રકાશ;
શીઘ્રપણે જાતું 'ભુજ નગરે', 'દેવજી સ્વામી' પાસ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૨

ચાડીકાનો યોગ કરી આપ્યો, ચાલ્યા ' મુંદરેથી ' તીવાર;
અવધિ પ્રમાણે આવ્યા દેખી, ગુરૂમન હર્ષ અપાર.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૩

ગુરૂ પાસે મૂકી દોય પુત્રને, આપ તિહાંથી સધાવ્યા;
' મુંદરે ' આવી દોય શ્રાવક તેડી, પાછાં દેશલપુર, આવ્યા.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૪

ખેત્રવત્થુ વળી લેણા દેણાનો, કામનો ઉકેલ કીધો;
' દેશલપુર ' ના રહેનારા ને, ખાંડનો લાણો દીધો.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૫

' ભુજ 'માં દોય સુત મૂકી આવ્યા, ભણવા પૂજ્યની પાસે;
દીન સાતમાં સામાયિક શીખ્યા, પડીકમણું શીખે ઉલાસે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૬

સેપાકાલ કરી ' ભુજ 'થી ઉઠયા, ' દેવજી સ્વામી ' સુખકારી;
દોય બંધવ પણ ચાલ્યા ભેળા, સદ્ગુરૂ સંગતિ પ્યારી,
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૭

' ચકોર ' સુધી સાથે આવ્યા, તિહાંથી આગળ સીધાવ્યાં;
પિતા પુત્ર થયા ' મુંદરે ' ભેળા, હઇડે હર્ષ સવાયા.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૮

વાત દીક્ષાની વિસ્તરી જનપદમાં, નાતીલે સાંભળી તેહ;
ત્રણે જણ જાય છે ઘર મેલી, જાવા દેશું કેમ એહ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૧૯

' કોડાય ' પટેલ શાહ ' પચાણ ' સુત, ' માણુક ' એહવે નામ;
' બારોઈ ' પટેલ ' શાહ પુંજા ' ને, સમાચાર મૂકે તામ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૦

સંજ વિરોધનો ભય છે મોટો, નહિ અવાએ અમથી;
જાવા મ દેજો મહેનત કરજો, જે કાંઈ થાએ તમથી.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી--૨૧

વાંચી સમાચાર 'મુંદરે' આવી, 'શાહ પુંજો' એમ ભાખે;
વાત વિસ્તારથી કીધી સઘળે, મીયાં મહમદ પાસે.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી--૨૨

તેડાવી કહે 'મીયાં' મામદ, શાને તું સાધુ થાએ;
એમ કરતાં જો તારે જાવું, તો પુત્ર લેઈ મત જાએ.
" ગુણના પુરારે થયા સંયમના રાગી—૨૩

આપે ઉત્તર રાખો સુખે સુત, પણ તે તો નહિ રહેશે;
તેડાવી તમે પૂછો તેહને, આવી ઉત્તર દેશે.
"ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૪

સંસારમાંહિં રહેવાના અમારા, નિશ્ચય નહિ પરિણામ;
તમ રાજીયે ઇહાં લેશું, નહિં કા જઇશું અન્ય કામ.
"ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૫

એહ વચન સુણી બોલે મામદ, અન્ય ઠામે મતિ જાવો;
તમ સગાના કહ્યાથી કહું છું, માહરે નથી કોઇ દાવો.
"ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૬

તેહની ચિંત્યા ન કરવી તમારે, જવાબ તેહને દેશું;
રાજી થઈ જ્યારે દેશે અનુમતિ, તિવારે સંયમ લેશું.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૭

એમ કહી આપ ઠેકાણે આવી, કહે સુણજો સહુ ભાઈ;
સંસાર મૂકી અમે લેશું સંયમ, મત કરજો અંતરાઈ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૨૮

સહુ રાજી થઈ આપે અનુમતિ, લ્યો સંયમ એમ ભાખે;
જેહના ઘટમાં વૈરાગ્ય છે પૂરો તેહને કહો કોણ રાખે.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૨૯

શ્રી 'ગજોડ'માં અનુજની ઘરણી, 'બાઈ વીરાં' તસ નામ;
જેઠ ભત્રીજા જાએ ઘર મૂકી, સુણી આવી 'મુંદરે' તામ.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૦

પતિ વિયોગ થયો મુને પહેલાં, સાસુ સસરે ઘર મૂકયો;
પુત્ર સહિત તમે લ્યો છો સંયમ, સાસરીઆંનો પખ ચુકયો.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૧

એ મતિ સુણી કહે મ કરો ચિંતા, ધરો મમ સુમતા સાર;
મમતા મૂકી પીહર પક્ષની, લ્યો સંયમ શ્રીકાર.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૨

શક્તિ નહિ મુજ સંયમ લેવાની, તો કરજો ધર્મ કામ;
ચાલજો અમ તુમ શોભા વધે તેમ, રાખજો શુદ્ધ પરિણામ.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૩

એણી પેરે કહી સમજાવી તેહને, મધુર વચન મુખે ભાખી;
નિશ્ચલ મન સંયમ લેવાનો, કોણ શકે તસ રાખી.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૪

શ્રાવકને કહે વેલા થઇને, તેડી પૂછો હવે વિપ્ર;
ક્ષણમાત્રની ઢીલ ન કરવી, કામ કરો એ ક્ષિપ્ર.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૫

શ્રાવક જોષી તેડીને પૂછે, જુઓ મુહૂર્ત શ્રીકાર;
શુભ નક્ષત્ર યોગ કરણ શુભ, શુભતિથિ શુભવાર.
" ગુણના પૂરા રે થયા સંયમના રાગી—૩૬

જોષી જોષ જોઇને જંપે, સુણજો સહુ સુખકાર;
પોષ વદિ નવમી દિન રૂડો, આખા વરષ મુઝાર.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૩૭

દીક્ષા મહોત્સવ કીધો બહુલો, સંઘે મળી સુખકારી;
દીક્ષા ગુરૂ 'જસરાજજી સ્વામી', સંયમ જીવિત દાતારી.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૩૮

પિતા શિષ્ય થયા 'દેવજી સ્વામીના', પુત્ર પિતાના શિષ્ય;
જેષ્ઠ પુત્ર વરસ બારનો કહીએ, કન્યા તજી લીધી દિક્ષ.
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૩૯

નવ વર્ષમાં સત્તર દિન ઓછા, લઘુપણે સંયમ લીધો;
'કહે રૂપચંદ' ઢાલ ત્રીજીમાં, કામ મહા ઉત્તમ કીધો,
" ગુણના પૂરારે થયા સંયમના રાગી—૪૦

---

**દોહરા:—**

સંવત અઢાર વર્ષ સડસઠે, પોષ વદિ નોમ ભ્રગુવાર;
સ્વાતિ નક્ષત્રે સંયમ લીયો, સફલ કીયો અવતાર—૧
સુધો સંયમ આદરી, પાલે નીરતીચાર;
'મુંદરા' બંદરથી તીણ દિને, વિહાર કીયો તીહવાર—૨
સાત દિવસ વીત્યા પછી, બીજી દીક્ષા તામ;
પોષ વદિ અમાવાસની, દીધી 'ભૂણી' ગામ—૩
પ્રથમનો ઠાણા ત્રણસું, પરદેશ જવાનું મન;
પણ લઘુ દોઇ ભાઇલા, કરવા તાસ જતન—૪
વિહાર કર્યા માલમ પડે, એહવો કરી વિચાર;
અનુક્રમે તેઓ પધારીઆ, 'ખેડોઇ' ગામ મુઝાર—૫

જાણી શકિત વિહારની, મૂકયો 'ભૂજ' સંદેશ;
પૂજ્ય આજ્ઞા હોય તમ તણી, તો જાઇએ પરદેશ—૬

પૂજ્યે ઉત્તર કહાવીઓ, સુખ ઉપજે કરો તેમ;
'દેવજી સ્વામી' પધારીઆ, 'અંજાર'માં બહુ પ્રેમ—૭

દશ દિવસ તીહાં રહી, પછે કર્યો વિહાર;
અનુક્રમે રણુ ઉતરી કરી, પધાર્યા દેશ હાલાર—૮

---

ઢાળ ચોથી:—

(ધન જે પુરૂષ નારી તજે—એ દેશી).

પ્રથમ ચોમાસું હાલારમાં, કીધો 'ગોંડળ'માં સુખકાર રે;
તીહાંથી કચ્છ પધારીઆ, તબ હરખ્યા સહુ નરનાર રે. ૧

"ધન ધન તલકસી સ્વામીને, જેણે આતમકારજ સાધ્યો રે;
સંજમ લઇ તપસ્યા કરી, વળી જૈન મારગ આરાધ્યો રે. ૨

ઓગણોતેરે 'ભૂજનગરમાં, તીહાં કીધો બીજો ચોમાસ રે;
સીતેરે ત્રીજું 'માંડવી' પૂજ્ય 'દેવજીસ્વામી'ની પાસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૩

સીતેરાના શીત કાળમાં, અભિગ્રહ ધાર્યો મન એમ રે;
ઓગણીસ વર્ષ નવલોતરે, કરવા ત્રણે આહારના નેમ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૪

વરસ એકોતેર માંડવી, કીધો ચોથો ચોમાસ રે;
કીધાં છઠ છઠનાં પારણા, ધર્મ ધ્યાનમાં ચિત્તવાસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૫

બહુતેરે 'મુંદરા'માં કીધો, ચોમાસો પાંચમું જગીશ રે;
અઠમ અઠમ તપ આદર્યો, ચાર માસમાં પારણાં ત્રીસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૬

તઉંતેરે ચોમાસું 'માંડવી' ચમોતેરે શહેર અંજાર રે;
પંચોતેરે 'ભૂજનગર'માં, એકાંતરે લુખો આહાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૭

નવમો ચોમાસો છહુંતેરે 'માંડવી'માં, ત્રણ દ્રવ્ય ધારરે;
છાસ શાક ને રોટલા, અવર દ્રવ્યનો પરિહાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૮

સતોતેરે 'ભૂજનગર'માં, દશમો ચેમાસો કીધો રે;
વળી અઠોતેરે 'અંજાર'માં, છઠ ભકતે આહાર લીધોરે.
"ધન ધન તલકસી સ્વામીને. ૯

ઓગણ એસીએ ગામ 'ચકાર'માં, ઇહાં થયા ચોમાસ બારરે;
ઉપવાસ છુટક એકસો કીયા. આખા ચોમાસા મુજાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૦

એંસીએ 'શ્રી અંજાર'માં, સાધુ ઠાણાં સાત ચોમાસ રે;
'પૂજ્ય દેવજી સ્વામી' આગળે કર્યા ચોત્રીસ અપવાસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૧

ચૌદમો ચોમાસો એકાશીએ, વળી રહ્યા 'વડાળે' ગામ રે;
બ્યાસીએ 'મુંદરા' બંદર મધે, કર્યો માસખમણો અભિરામ રે.
"ધન ધન તલકસી સ્વામીને ૧૨

ત્યાસીએ ચોમાસો 'ચકારમાં, ચોરાસીએ શહેર અંજાર રે.
એકત્રીસ ઉપવાસ પરચખીયા, મુનિ સફળ કીયો અવતાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૩

પચાસીએ અઢારમો 'માંડવી', બંદર ચોમાસ રે;
પૂજ્ય 'જશરાજજી' આગળે, એકત્રીસ કીધા ઉપવાસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૪

ચોમાસો વળી ઓગણીસમો, વરસ છયાસીએ સુખકાર રે;
કીધો એકત્રીસનો થોકડો, 'શ્રી મુંદરા' બંદર મુજાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૫

'મુંદરા' બંદરમાં સત્યાસીએ, એ તો થયા ચોમાસા વીસરે;
પૂજ્ય 'દેવજી સ્વામી' પાસે રહી, ઉપવાસ કીધા તેત્રીસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૬

અઠયાસીએ 'ભુજનગરમાં', ઉપવાસ બેતાળીસ કીધ રે;
નવ્યાસીએ 'શ્રી અંજારમાં', પચાસ કરી ડંકો દીધ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૭

નેવુંએ ચોમાસો ત્રેવીસમો, 'મુંદરા' બંદરમાં કીધો રે;
એકાણુંએ ભુજનગરમાં, ચાળીસ કરી યશ લીધો રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૮

એકાણુંએ 'ભુજ' પધારીઆ, શેષાકાળ જેઠ માસ રે;
'દેવજી સ્વામી' તીહાં આવીઆ, 'ભુજનગર' મધે ચોમાસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૧૯

આવી તપસીને એમ કહે, તમે ચોમાસો જાઓ 'અંજાર' રે;
માની વચન નિજગુરૂ તણો, તપસીએ કીધ વિહાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૦

વોળાવા પૂજ્ય પધારીઆ, કહે તપસી તેણે પ્રસ્તાવ ભાવ રે;
જો તેડાવું તો તમે આવજો, મારે 'સંથારાનો' છે
"ધન ધન તલકસી સ્વામીને. ૨૧

પૂજ્ય કહે અવસરે જણાયસે, સાધુ 'અંજારે' ગયા ચોમાસ રે
વાંસે કસર પૂજ્યને ઉપની, સહુ મુકી બેઠા આશરે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૨

પણ ભાગ્યયોગ શ્રીસંઘનાં, તેથી થઈ સુખ સમાધ રે;
તપસી પ્રતિ કહેવરાવીઉં, તમે વિચરજો નિરાબાધરે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૩

બાણુંએ શહેર 'અંજારમાં, ઉપવાસ કીધા સાડત્રીસ રે;
અનુક્રમે કરી વર્ણવ્યા, ચોમાસાં થયાં પચવીસ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૪

વરસ પચવીસ સુધી કર્યાં, મુનિ એકાંતર ઉપવાસ રે;
વચ્ચે દશ થોકડા મોટા કર્યાં, તે તો કરવા કર્મનો નાશ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૫

સાત વરસ પાણી નવી વાવર્યો, ચોવીહારા કર્યા ઉપવાસ રે;
પારણા દિવસે અન્ન વાવરે, પાણી ઠેકાણે પીએ છાશ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૬

વરસ દસ વળી કાઢીઆ, નવલો તેરાની બંધી માંહેરે;
નવાણુંઆના વૈશાખમાં, કરવો સંથારો ઉછાહરે.
"ધનધન તલકસી સ્વામીને. ૨૭

ધન ધન તલકસી સ્વામીને, જેણે સાર્યો આતમ કાજરે;
મનોરથ દુજો પુરણ કર્યો, ધન ધન મોટા મુનિ રાજ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૮

ચોમાસો પચવીસમો, કર્યો 'અંજાર'માં ધરી પ્રેમ રે;
આસુ માસે કસર ઉપની, તવ મુનિ ચિંતે એમ રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૨૯

જો કસર મટે સાતા હુએ, તો કરીએ ઇહાંથી વિહાર રે;
મમતા મૂકી આ દેહની, હવે કરવો સહી સંથાર રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૩૦

દિવસ દોય તેહના ધારીઆ, ત્રીજ કે તેરસ દિન રે;
મહા સુદિ બારસ 'અંજાર'થી, વિહાર કર્યો શુભ મન રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૩૧

તિણુ દિનથી મુનિ આદર્યાં, એક ટાણું ભલી રીત રે;
'પૂજ્ય દેવજી સ્વામી' તણા, દર્શન કરવાની બહુ પ્રીત રે.
"ધન ધન તલકસી સ્વામીને. ૩૨

અનુક્રમે 'મુંદરે' પધારીઆ, પછી પધાર્યા 'દેવજી સ્વામી'રે;
હાથ જોડી કરે વિનતિ, હું સંથારાનો છઉં કામીરે.
"ધન ધન તલકસી સ્વામીને. ૩૩

ભાંખ્યો ચોથી ઢાલમાં, ચોમાસા કેરો વિસ્તાર રે;
કહે 'રૂપચંદ' ભવિ સાંભળો, હવે સંથારાનો અધિકાર રે.
' ધન ધન તલકસી સ્વામીને. ૩૪

---

દોહરા.—

તપસીવચન શુણી કરી, ગુરૂ બોલ્યા તેણી વાર;
ધૈર્ય ધરો જયણા કરો, પાલો સંયમ ભાર. ૧

તવ વળતા તપસી વદે, સ્વામી શુણો અરદાસ;
અસ્થિર આયુ જિનવરે કહ્યું, તેનો નહિ વિશ્વાસ. ૨

ચોમાસામાં તુમ ભણી, કસર હુંતી મહારાજ;
તે ભણી સ્વામી તુમ છતાં, સુધારી લ્યો મુજકાજ. ૩

કરવો માસ વૈશાખમાં, મુજમન એ પરિણામ;
વિહાર કર્યો 'મુંદરા' થકી, સુગુરૂને શિર નામ. ૪

તપસી 'તલકસી સ્વામીજી', ઠાણાં પાંચ સંયુત;
સુખે સમાધે વિચરતાં, 'માંડવી' બંદર પહુંત. ૫

પૂજ્ય સાહેબને વાંદીયા, આણી ઉલટ અંગ;
શૂરા માંહે શિરોમણિ, દિન દિન ચઢતો રંગ. ૬

---

ઢાળ પાંચમી.

(મદનેસર મુખ બોલ્યો ત્રટકી—એ દેશી.)

તપસીજી 'માંડવી'માં આવ્યા, સદ્દગુરૂને શીશનમાવ્યા હે,
"સહસ્નેહી હો મુનિવર સમતા રસમાં ઝીલે.

પૂજ્ય કહે તમે ભલે પધાર્યા, તમ આતમકારજ સાર્યા હે;
"સહસ્નેહી હો મુનિવર સમતા રસમાં ઝીલે. ૧

આઠ દશ દિન થયા જેવા રે, ઉઠવાનો મન કરે તીવારે હે;
તપસી કહે અમે કરશું વિહાર, 'ભૂજનગર' જાવાનો વિચાર હે. સ. ૨

શાહ 'મુરારજી' સાંભળ્યું નામ, તપસીને ઉઠ્યાના પરિણામ હે. સ.
આવી વિનતિ કરે અભિરામ, કૃપા કરી રહો 'માંડવી' ગામ હે. સ. ૩

માની વિનતિ રહ્યા મનને ઉલ્લાસે કરવો અણસણ વૈશાખ માસે હે. સ.
શુણી 'શાહ મુરારજી' બોલ્યા વાય, વૈશાખમાં વિવાહ મંડાય હે. સ. ૪

તે માટે વૈશાખ માસે ન કરવો, અમ વચન એકાન્ત ધરવો હે; સ.
દેવજી સ્વામી પધારે ચોમાસ, ત્યારે સફળ કરજો તુમ આશ હે. સ. ૫

વૈશાખ જેઠ વહી ગયા તામ, 'દેવજી સ્વામી' પધાર્યા તામ હે; સ.
ગુરૂ આગમ નિશુણી મન હરખ્યા, થયા પાવન ગુરૂ મુખ નિરખ્યા હે. સ. ૬

પૂજ્ય 'જશરાજજી, દેવજી સ્વામ, આદે દશ સાધુ ગુણધામ હે; સ.
'લાધાજી,' કરમચંદજી, ને રાખ્યા પાસે, વરસ ત્રાણું આને ચોમાસે હે. સ. ૭

હવે તપસી અવસર જોઇ એકાન્ત, કહે નિજ મન કેરી વાત, હે; સ.
કૃપાસાગર હવે કૃપા કીજે, મુજને અણુસણ આજ્ઞા દીજે હે. સ. ૮

ગુરૂ કહે, તપસી જયણા કરીજે, શુદ્ધ સંયમમાં વિચરીએ હે; સ.
સાત વરસની છે હજી વાર, તમે પાળો સંયમ ભાર હે. સં. ૯

સાત વરસની કોને માલમ, માથે મોત ફરે છે જાલમ હે; સ.
તે માટે આજ્ઞા દયો મુનિરાજ, મારૂં કામ સુધારો દેઇ સાજ હે. સ. ૧૦

ગુરૂ કહે જયણા કરો તો સારૂં, પછે પણ ખરૂં મન તમારૂં હે; સ.
હાથ જોડી દોય બાંધવ પૂછે, તપસી તમારા મનમાં શું છે હે. સ. ૧૧

તપસી કહે શુણો શિષ્ય સુવિનીત, મારે અણુસણ કરવાની પ્રીત હે; સ.
સુણી દોય બાંધવ બોલ્યા તત્ર, સ્વામી તમે છો અમારે શિરછત્ર હે. ૧૨

ચાર વરસની રાખો સ્થિર થોભા, તમ બેઠે અમ અવિચળ શોભા હે; સ.
સેવા કરી અમે લહીએ લાહો, તમે સંયમભાર નિરવાહો હે. સ. ૧૩

હમણાં શરીરમાં કારણ નહિ કોઇ, અણુસણ કરજો અવસર જોઇ હે; સ.
તપસી કહે અવસર રૂડો, આ દેહનો ભરોસો છે કૂડો હે. સ. ૧૪

મેં તમને સંસારથી તાર્યા, દુરગતિમાં પડતા વાર્યા હે; સ.
અંતરાયની હવે મ કરો વાતું, મને આપો પરભવનું ભાતું હે. સ. ૧૫

સંથારાનો ભાવ છે અમને, ગુણ ઓશીંગણ થાવું તમને હે; સ.
હાથ જોડી કહે બંધવ દોય, સુખે કરો જેમ તમ સુખ હોય હે. સ. ૧૬

શુરવીર પુરૂષ હોયે વળી જેહ, પણ રાખ્યા નવી રહે તેહ હે; સ.
હવે તપસીએ નિશ્ચય મન કીધું, સંથારા ઉપર ચિત્ત દીધું હે. સ. ૧૭

શ્રાવકે શુણ્યો એ વરતાન્ત, આવી તપસીને કહે એકાન્ત હે, સ.
સ્વામી અમ વિનતિ અવધારો, હમણાં મત કરો સંથારો હે. સ. ૧૮

એકવાર સ્વામી કરો અપવાસ, ત્રીસ ચાલીસ અથવા પચ્ચાસ હે, સ.
મારે અણુસણનું મન એકાન્ત, પણ રાખું તમારી વાત હે. સ. ૧૯

એકટાણાં કરતાં થયા ષટ માસ, સાધુ શ્રાવક કરે અરદાસ હે; સ.
સ્વામી તમારે તપ આદરવાં, હવે એકટાણાં નવી કરવાં હે. સ. ૨૦

તપસીએ માન્યું સહુનું વચન, એકટાણાં મૂકયાં દોય દીન હે. સ.
અષાડ સુદિ ચૌદસ દિન સીધો, તપસીએ અંતરવારણું કીધો હે. સ. ૨૧

અષાડ બીજાની પુનમ તીથિ સારી, મલ્યાં પ્રભાતે બહુ નરનારી હે. સ.
તપસી આસનથી ઊઠી આવે, નિજ ગુરૂને શીશ નમાવે હે. સ. ૨૨

મુજને નેવું ઉપવાસ કરાવો, અથવા અણુસણ અદરાવો હે; સ૦
તવ શ્રાવક બોલે જોડી હાથ, અમ અરજ શુણો સ્વામી નાથ હે. સ૦ ૨૩

હમણાં અપવાસ થોડા કીજે અમ વિનતિ માની લીજે હે; સ૦
તવ બોલે તપસી સુવિલાસી, અપવાસ કરવા પચ્યાસી હે. સ૦ ૨૪

શુરા પુરૂષ તે ન રહે વાર્યા, અપવાસ કર્યા મન ધાર્યા હે, સ૦
વ્રત પચ્ચખાણના થયા વધારા, ધન્ય ધન્ય તપસી અવતારા હે. સ૦ ૨૫

હવે તપસીનું ચડતું મન, સંથારો માગે દીન દીન હે, સ૦
અષાડ વદિ તેરસ ભોમવાર, તીહાં મલીઆં બહુ નરનાર હે. સ૦ ૨૬

પોર દિવસ ઝાઝેરો ચડીઓ, શુભ વેળા ને શુભ ચોઘડીઓ હે; સ૦
શુભ ધ્યાનમાં તપસી બેઠા, ગુરૂ આગળ આવી બેઠા હે. સ૦ ૨૭

સદ્દગુરુજી આલોયણ દેવે, હાથ જોડી તપસીજી લેવે હે, સ૦
જ્ઞાન દર્શન પ્રથમ આલોવાવે, પછી મહાવ્રત પંચ બોલાવે હે. સ૦ ૨૮

સુમતિ ગુપ્તિને શુદ્ધ કરાવે, વળી પાપ અઢારે ટળાવે, હે; સ૦
ઈત્યાદિક આલોયણ લેઈ, નિજ આતમ શુદ્ધ કરે હી હે. સ૦ ૨૯

અરિહંત સિદ્ધ સદ્‌ગુરૂને વંદી, વળી દુઃકૃત આતમ નંદી હે, સ૦
ચોરાશી લખ યોનિ ખમાવે, તીહાં ત્રણે આહાર પચ્ચખાવે, હે. સ૦ ૩૦

સંઘની શાખે સંથારો દીધો, ત્રીજો મનોરથ પૂરણ કીધો હે; સ૦
હવે શ્રાવકને મન વધતો રંગ, સહુ કામ કરે ભીડી અંગ હે. સ૦ ૩૧

સંઘના મનમાં અદકી હામ, લખે કંકોતરી ગામે ગામ હે, સ૦
દેશ પરદેશમાં માણુસ મૂકે, ચતુર અવસર નહિ ચૂકે હે. સ૦ ૩૨

વાંદવા આવજો સહુ ધરમીભાઈ, તુમ આવે અમારી વડાઈ હે, સ૦
એહવા સમાચાર પોતા જામ, વાંદવાને સજ્જ થયા તામ હે, સ૦ ૩૩

આવે 'ભૂજ, મુંદરાના, ને 'અંજાર, વળી 'વાગડ, 'કાંડી, અપાર હે, સ૦
ઇત્યાદિક બહુ વાંદવા આવે, આવી તપસીને શિશ નમાવે હે. સ૦ ૩૪

'માંડવી, બંદરના વાસી જેહ, વાંદે ટોળે ટોળે મળી તેહ હે; સ૦
થાનકમાં રહ્યા ગોકલ વરતી, મુનિ પાવન કીધી ધરતી હે. સ૦ ૩૫

ધન્ય ધન્ય મુખથી સૌકો બોલે, કોણ આવે તપસીની તોલે હે. સ૦
માંડવી બંદરમાં, મહોત્સવ થયો સારો, જાણે વર્ત્યો ચોથો આરો હે સ૦ ૩૬

સંથારાની કહી પાંચમી ઢાલ, કહે 'રૂપચંદ, રંગ રસાલ હે, સ૦
ભાવ ધરી તપસી ગુણ ગાવે, તે તો ગર્ભાવાસમાં નાવે હે. સ૦ ૩૭

**દોહરા—**

માંડવી, બંદરમાં વળી, શુભ મંગળ વરતાય;
ઓચ્છવ થાએ અતિઘણો, સોહવ મંગળ ગાય.— ૧

તપસી વંદન હિત ભણી, આવે સંઘોના વૃન્દ;
નરનારી મન ભાવશું, ઉપજે અતિ આનન્દ.— ૨

'માંડવી, શહેર શિરોમણિ, શ્રાવકનો સમુદાય;
જૈન માર્ગ દીપાવીઓ, કીધો કામ સવાય. ૩

અવસર પામી શ્રાવકે, ખરચ્યા બહુલાં ધન;
જે જે વંદન આવીઆ, તેહનાં રાખ્યાં મન. ૪

'માંડવી વાસી, લોક જે રાગી અણુરાગી જન;
તે વંદન આવે બહુ, મુખથી કહે ધન ધન. ૫

વ્રત પચ્ચખાણુ કરે ઘણાં, મૂકે લીલોત્રી કંદ;
પ્રભાતથી સંધ્યા લગે, આવે જનના વૃન્દ. ૬

ધન 'તલકસી સ્વામીને, કીધું ઉત્તમ કામ;
છતી શકિતએ અણુસણુ કર્યું; જગમાં રાખ્યું નામ.– ૭

**ઢાલ ૬ઠ્ઠી,**

(તુજ સાથે નહિ બોલું રૂષભજી—એ દેશી)

તલકસી સ્વામી તપ ગુણે બળીઆ, મોહ કરમે નવી છળીઆજી;
આતમ અરથી ભાવ નિગ્રંથી, સંવેગ રંગમાં ભળીઆજી. ૧

" ધન ધન તલકસી સ્વામી, જેણે, શોભા બહુ પામીજી;
સંથારો કીધો છતી શકિતએ, આતમ નિજ હિત કામીજી૦
" ધન ધન તલકસી સ્વામીજી ૨

સાચી શીખામણુ આપે સહુને, ધર્મ કરો તમે ભાઇજી;
પરભવ જાતાં જીવને સંબલ, સાચો એહ સખાઇજી;
" ધન ધન તલકશી સ્વામીજી. ૩

સમતાસાગર ઝીલે મુનિવર, સાહસિક શીરદારોજી;
જલમાં તેલ તણી પેર પસરી, જગમાં કીરતિ અપારોજી;
" ધન ધન તલકસી સ્વામીજી. ૪

ચારે મંગળ ચારે સરણાં, દેજો મુજ સુખકારીજી;
સૂત્ર સિદ્ધાન્ત સુણાવો મુજને, કથા અન્ય નિવારીજી૦
" ધન ધન તલકસી સ્વામીજી. ૫

સૂત્ર આચારાંગ સુતસ્કંધ પહેલો, કાઢે મનમેં ઉલ્લાસેજી;
'લાધાજી સ્વામી વાંચે નિરંતર, બેસી તપસી પાસેજી,
ધન ધન તલકસી સ્વામીજી. ૬

દોય પુત્ર છે કુલ અજવાલણુ, 'લાધોજી ગુરૂ ભક્તાજી;
'કર્મચંદ્રજી, દુજા કહીએ, તે પણુ ગુરૂ સુરંકતાજી,
"ધન ધન તલકસી સ્વામીજી." ૭

અહોનિશ ભકિતએ કરી નિરંતર, પાલે શુદ્ધ આચારોજી,
રાત દીવસ તપસી ગુણુ ગાવે, કરે વિનય અપારોજી.
"ધન ધન તલકસી સ્વામીજી." ૮

ચડતે પરિણામે નિર્મળ ભાવે, સંથારો સુપ્રમાણોજી,
દોયમાસ નવદિન વળી ઉપર, સદહણાં શુદ્ધ જાણોજી,
"ધન ધન તલકસી સ્વામીજી." ૯

ભાદરવા કૃષ્ણુ નવમી શશીવારે, રાત્ર ગઈ ઘડી ત્રણુજી;
અસાતા રહિત બગાસું આવે, ઉપના અમર ભવનજી;
" ધન ધન તલકસી સ્વામીજી. ૧૦

શ્રાવક સઘળા ભેગા થઇને, માંડવી, ભલી કરાવેજી,
કીનખાપ મશરૂ લઈ સાચા, ખંડો ખંડ પહેરાવેજી,
" ધન ધન તલકસી સ્વામીજી. ૧૧

પ્રભાત કાળે આસન દેઇ, પછેડી કેસૂરવરણીજી;
નવો ચલોટો મુખપતી બાંધે, એ સબ શ્રાવક કરણીજી.
ધન ધન તલકસી સ્વામીજી. ૧૨

અજબ માંડવી સોહે સુંદર, શોભાનો નહિ પારોજી;
માંહે બેસાડયા તલકસી સ્વામી, ને, (ત્યાં) ઝાલરના ઝણુકારોજી
ધન ધન તલકસી સ્વામીજી. ૧૩

માદલ ત્રાંસાં વાગે સરણાઈ, ગાવે તવન લુગાઈ;
જય જય શબ્દ બોલંતા ચાલે, વાટે સાહા ધરમી ભાઇ,
ધન ધન તલકસી સ્વામીજી. ૧૪

સોનાં રૂપાંનાં પુલ વરસાવે, કીધી અધીકી શોભાજી;
હજારો લોકો મળીને જોવે, શેરીએ શેરીએ ઉભાજી.
ધન ધન તલકસી સ્વામીજી. ૧૫

સંસારની શોભા બહુ કરીને, દહન દીધું સમશાનેજી;
એહવો નિર્વાહ મહોત્સવ પુર્વે ન હુઓ (તેમ) ન સુણ્યો કાનેજી.
ધન ધન તલકસી સ્વામીજી. ૧૬

સ્નાન કરીને શ્રાવક સહુકો, સાધુને વંદન આવેજી;
ધન્ય ધન્ય મુખથી સહુકો બોલે, તપસીના ગુણ ગાવેજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૧૭

ચોથાઆરાની વાનકી સ્વામી, થયા પંચમ કાલમાંયોજી;
જૈન માર્ગ દીપાવ્યો જેણે મણા ન રાખી કાંયોજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૧૮

ત્ર્યાણુંઆમાં સંથારો કીધો, નવાણુંઓ મનમાં ધાર્યોજી;
અભિગૃહ ધાર્યો તેહવો પાળ્યો, નિજ આતમ અજવાળ્યોજી,
" ધન ધન તલકસી સ્વામીજી. ૧૯

વરસ પચવીસ આઠ માસ ઉપરે, સુધો સંયમ પાળ્યોજી;
ધન ધન ' તલકસી સ્વામી, જેણે, નિજ આતમ અજવાળ્યોજી.
" ધન ધન તલકસી સ્વામીજી ૨૦

તિલક સમાન ' તલકસી સ્વામી, કીધાં ઉત્તમ કામોજી;
માત પિતા કુલગુરૂ અજવાળ્યા, હોજો મુજ પ્રણામોજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૧

ધન્ય ધન્ય ગુરૂ પૂજ્યદેવજી સ્વામી, સંસાર સમુદ્રથી તાર્યાજી.
ધન્ય ધન્ય ' તલકસી સ્વામી' જેણે, દોય પુત્ર નિસ્તાર્યાજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૨

જેહવા તપસીના ગુણ નિસુણ્યા, તેહવા નયણે દીઠાજી,
નહિ માને તે અવિવેકી કહીએ, જગમાંહે ધ્રીઠાજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૩

વરસ છાસઠે 'દેપાળજી સ્વામી,' ભુજનગર મુઝારોજી;
દીવસ ' ત્રેસઠ લગે, અણુઅણુ કીધું, વર્ત્યો જય જયકારોજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૪

વરસ નેવુંએ ' શ્રી માંડવી બંદરે,' કચરાજી, એ અણુસણુ કીધુંજી;
દીવસ ' એકોતેર, સુધી ચાલ્યો અમરભવન સુખ લીધુંજી,
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૫

એકાણુઆ વરસે શહેર અંજારે, વેલજી સ્વામી, અણુગારોજી;
' ઓગણુસાઠ, દીન ભોગવી છાસને ' બાસઠ દીન, સંથારોજી.
" ધન ધન તલકસી સ્વામીજી. ૨૬

ચારમાસ પૂરા સર્વે થઇને, ઉપર દીન વળી એકોજી;
'એકસો એકવીસ દીનની સંખ્યા, રાખી રૂડી જેણે ટેકોજી.
"ધન ધન તલકસી સ્વામીજી. ૨૭

એ ત્રણે તપસી હુવા પૂર્વે, ચોથા તલકસી, સ્વામીજી;
છતી શક્તિએ સંથારો કીધો, હું નિત્ય નમું શિરનામીજી.
"ધન ધન તલકસી સ્વામીજી. ૨૮

એમાંહી અક્ષર ઓછો અધીકો, શુધ અશુદ્ધ હોએ જેહોજી
તેહનો મુજને મિચ્છામિ દુક્કડં, હોજો હું કહું તે હોજી.
"ધન ધન તલકસી સ્વામીજી. ૨૯

ઢાલ છઠ્ઠી એમ કહે 'રૂપચંદજી, રસના પાવન કરવાજી;
તપસીના ગુણુ ગાય ખંતે, ભવોભવ પાતિક હરવાજી.
"ધન ધન તલકસી સ્વામીજી. ૩૦

---

કલશ:—તપસીની કીર્તિ શુણી શ્રવણે,

રાપરમાં સુવિલાસ એ;
ઉપનો મનોરથ વાંદવાનો,
આવ્યો 'માંડવી, ચાલ એ.

તપસીને વંદી હુઓ આણંદી,
સુણ્યા! નિરખ્યા ! તેહવા!!!
જીનવરે ભાખ્યા લખ્યા શાસ્ત્રે,
છે તપસી મુનીવર એહવા, ૨

ગુણ દેખીને પટ ઢાલ જોડી,
આણી ઉલટ અંગ એ;
ભણે નિસુણે ભાવથી જે,
તાસ ઘરે ઉચ્છરંગ એ. ૩

સવંત અઢાર ચ્યાંણુંઆ વરસે,
માસ ભાદ્રવો સાર એ;
કૃષ્ણ પક્ષે દશમી દિવસે,
શિવયોગને ભોમવાર એ. ૪

સુરજવેલી જગત ફેલી,
દેશ પરદેશે ઉલ્લંઘની;
કરજોડી કવિ 'રૂપચંદ ભાખે,
જય હોજો શ્રી સંઘની.
ૐ શાંન્તિ; શાન્તિ; શાન્તિ. ૫

સમાપ્ત.

## સ્વર્ગસ્થ પૂ. શ્રી કર્મસિંહજી સ્વામીનાં વિરહ વિષે સ્તુતિ.

(વૈદર્ભી વનમાં વિલ વિલે.)

હે ગુરૂ તમ સાથે ગયું, મુજ મન નેહ નિશાન;
જ્ઞાન સુધારસનું હવે, કોણ કરાવે પાન;–સદ્‌ગત કર્મસિંહ સ્વામીજી—૧

કોણ હવે સદ્‌બોધીને, વર્તાવે શુભ પંથ;
કોણ હવે મુજ હૃદયનાં, તાપનો આણે અંત;–તુમ વિરહો મમ ચિત્ત દહે—૨

કોણ હવે સંદેહનાં, ઉત્તર આપે સહર્ષ;
કોણ હવે શિષ્યો, કહી, બોલાવે ધરી હર્ષ;–તુમ ખામી ના વિસરે—૩

કોણ હવે 'ભગવતી; તણું, વાંચે સરસ આખ્યાન;
કોણ હવે 'હરિવંસનું, લલકારી કરે બ્યાન;–શુભ વક્તા ક્યાંથી મળે—૪

કોણ હવે 'આપ્ત' વચનને, શાસ્ત્રોનાં તાત્પર્ય;
હેળાલું થઈને કહે, ગંભીર આસય વર્ય;–અનુભવી એવા વિરલ મુનિ—૫

કોણ હવે 'નુતન કરે, ક્ષેત્રોમાંહિ વિહાર;
કોણ હવે કરશે કહો, શુદ્ધ શ્રદ્ધા પ્રચાર;–પુરૂષાર્થિ મુનિ કોક છે—૬

કોણ હવે આ સમાજમાં, કરે સુધારા રે સાર;
કોણ હવે કરશે અહો? ઉત્તમ જ્ઞાન પ્રસાર;–સુધારક મુનિ રત્ન હા—૭

તુમ્હ વિરહો ના વિસરે, પણ હૈડે ધરી હાંમ;
દિવસ વિતાવશું તુમ તણા, ગાઈને ગુણ ગ્રાંમ;–સઉ જનનું એ નિર્માણ છે—૮

જ્યાં લગે દેહમાં જીવશું, કરશું તમને રે યાદ;–
સ્વર્ગે સ્વામી સ્વીકારજો, સુખનાં આશિર્વાદ;–ગએલ જન ગોતે ના મિલે—૯

ઓગણીસે ઓગણોતેરેં સદ્‌ગુરૂ કર્મસિંહ સ્વામ;
પંથ સાધ્યો પરલોકનો, કરી નિજઆતમ કામ;–જ્ઞાન ક્રિયાથી કારજ સરે—૧૦

સઉની ગતિ પણ એજ છે, નાશવંત છે સર્વ;
નાગચંદ્ર જન ભલભલા, ગયા તજીને ગર્વ;–જ્ઞાન વડે સહેવું સહુ—૧૧

## જાહેર ખબર.

**સજ્ઝાય સંગ્રહ**--આ સંગ્રહમાં અઢારમા સૈકામાં કચ્છી સમુદાયમાં થઇ ગએલા અનેક મુનિવરોના રચેલા "સ્તવનો" "સઝાયો" "પ્રભાતિયાં" "છંદો" ચોઢાલીયા વિગેરે સંગ્રહ કરી પુસ્તકાકારમાં છપાવા પ્રવૃત્તિ ચાલે છે. અનુકુલતાંએ છપાઈ બહાર પડશે.

**વિજ્ઞાન ભિક્ષુ મંડળ–કચ્છ.**

આ પુસ્તક મુંબઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે, અ ગોપાલજી હીરાચંદે કેશવજી દામજી ન્યુ બીલ્ડીંગ—વડગાદી મુંબઈ નં. ૩ પ્રસિદ્ધ કર્યું છે.